॥ ॐ तत्सत् ॥

# ॥ कृत्याकृत्य विमर्शः ॥

[अथवा]

## ( कर्तव्य मीमांसा. )

अयं ग्रंथो दयाराम तनुजनुषा शास्त्रि मूळशंकर शर्मणा संकलितः



मूल्यम् रु. ०-८-०

# કૃત્યા કૃત્ય વિમર્શ.

( ભાષાંતર સાથે )

રચનાર તથા છપાવનાર

**શાસ્ત્રી મૂળશંકર દયારામ**

જૂનાગઢ સ્ટેટ પાઠશાળાના મુખ્ય વિદ્યાગુરૂ.

અમદાવાદ

ધી "ગુજરાત પ્રીન્ટીંગ" પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે

છાપ્યું,—પાંચકુવા રીચીરોડ.



સવત્ ૧૯૭૦ ( વિજ્યા દશમી ).

[ પ્રથમાવૃત્તિ ] ( પ્રત ૫૦૦ )

કિમ્મત રૂ. ૦–૮–૦

# अर्पण पत्रिका

गुणानुरागिणः सुज्ञा ये च विद्याविलासिनः ॥
तेभ्यो महाशयेभ्योऽयं लेखः प्रेम्णा समर्प्यते ॥

જે સુજ્ઞ મહાશયો સદ્‌ગુણો ઉપર પ્રીતિ
રાખનારા અને વિદ્યાવિલાસી છે,
તેવાઓને આ લેખ પ્રેમપૂર્વક
અર્પણ કરવામાં
આવે છે.

આ૦
શાસ્ત્રી મૂલશંકર દયારામ.
જુનાગઢ.

# પ્રસ્તાવના.

આ અનંત કાળના પ્રબળ પ્રવાહપૂરમાં તણાતા જતા વિશ્વના સમગ્ર પદાર્થો પરિવર્તનશીળ છે. એક ક્ષણવારમાં જ્યાં જળ હોય ત્યાં સ્થળ અને સ્થળ હોય ત્યાં જળ થઇ જાય છે. એવોજ કાંઇક અનિર્વચનીય માયાનો અચિંત્ય કાળબળનો અને અતર્ક્ય ઇશ્વરેચ્છાનો પ્રભાવ છે. આપણી આ સનાતન આર્ય (સંસ્કૃત) ભાષા પણ એ ક્રમમાં આવી જાય એ સ્વાભાવિક છે—અને તેને લીધે તેની કાંઇક અવનતિ દૃષ્ટિ ગોચર થાય છે. પ્રાચીન આર્ય અને પ્રામાણિક ગ્રંથોમા કૃત્ય અકૃત્ય વીશે ઠેકાણે ઠેકાણે બહુ લખ્યું છે. પણ હમણાં તે મૂળ ગ્રંથો મનન પૂર્વક વાંચનાર અને બરાબર સમજી શકનાર સુજન વિદ્દ્વર્ગ બહુ વિરલ હોય એમ મને લાગે છે તેમ અનેક ગ્રંથો એક-દમ સહુંપી વાંચી પણ શકાય નહીં આ બધા ઉપરથી મારા મનમાં એમ આવ્યું કે અનેક પ્રામાણિક ગ્રંથોના પ્રમાણો ટાંકી યુક્તિપૂર્વક દેશ કાલને વિરોધ ન આવે એવી રીતે મોટા મોટા અનેક પ્રામાણિક સારા ગ્રંથોમાંથી તારણ કરીને સારભૂત લાગે તે સરલ સંસ્કૃત ભાષામાં લખ્યું હોય તો કાંઇક લોકોપકારક થાય ખરૂં એમ ધારી આ **કૃત્યા કૃત્ય વિમર્શ** નામનો લઘુ લેખ લખવામાં આવ્યો છે. જો કે શ્લોકો બહુ સરલ છે તો પણ સંસ્કૃત ભાષા સાવ ન જાણતો હોય તો તેવાને માટે સાથે ગુજરાતી ભાષાંતર પણ સામેલ રાખવામાં આવ્યું છે.

આ લઘુ લેખથી કોઇને કાંઇ આનંદ થાય કિંવા કર્તવ્ય સંબંધે દિગ્દર્શન રૂપ થઇ પડે તો તે ચરિતાર્થજ છે. એમ હું માનું છું. આશા છે કે ગુણ ગ્રાહી લોકોને તે પરિતોષ જનક થઇ પડશે.

જે ઉદાર મહાશયોએ આ ગ્રંથ બહાર મૂકવામાં મને સહાયતા આપી છે અને સહાયતા આપ્યા છતાં પોતાનું નામ બહાર લાવવાનું સ્વીકાર્યું નથી તે સુજ્ઞ મહાશયોનો હું ખરા હૃદયથી ઉપકાર માનું છું અને સર્વ શક્તિમાન પરમાત્મા તેમનું શ્રેય કરે એમ ચાહું છું.

મુદ્રાયંત્રના **પ્રમાદથી** કે ગમે તે હેતુથી આ છાપેલ પુસ્તકમાં જે અશુદ્ધિ રહી ગઇ છે તેને માટે શુદ્ધિપત્રક મૂકવામાં આવ્યું છે છતાં સરત ચૂકથી કાંઇ ભૂલ રહી ગઇ હોય તો સુજ્ઞ વાંચનાર દર-ગુજર કરશે એમ આશા છે.

સંવત્ ૧૯૭૦ આશ્વિન માસ
વિજ્યા દશમી.
**જૂનાગઢ.**

**શાસ્ત્રી મૂળશંકર દયારામ**
જૂનાગઢ સરકારી પાઠશાળા
મુખ્ય વિદ્યાગુરૂ.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૪ | प्रकृतेश्व | प्रकृतेश्च |
| ૮ | ૧ | અક્ષર ઉડી ગયા છે | स्माकमाग्रहः |
| ૧૫ | ૫ | नि श्रेयस | निःश्रेयस |
| ૧૮ | ૧૧ | नाति | नति |
| ૧૮ | ૧૨ | याद्दिच्त्र | याद्दिच्चे |
| ૨૧ | ૧૭ | वर्मात् | धर्मात् |
| ૨૫ | ૧૧ | ब्रुयु | ब्रूयु |
| ૨૬ | ૧૬ | પોતને | પોતાને |
| ૩૩ | ૧૬ | દૈવ | દૈવ |
| ૪૧ | ૨ | गाङ्ग | गाङ्गं |
| ૪૬ | ૧૪ | विद्धता | विद्धत्ता |
| ૫૩ | ૧ | वृति | वृत्ति |
| ૫૩ | ૧૧ | सिद्धेत् | सिद्ध्येत् |
| ૬૨ | ૧૪ | जगतोःस्य | जगतोऽस्य |
| ૫૩ | ૧૭ | साधन | साधनं |
| ૬૦ | ૧૬ | पराः | परा |
| ૬૨ | ૪ | दृष्टाः | दृष्टा |
| ૬૩ | ૧૪ | अनादिकालीनाः; | अनादिकालीना |
| ૬૪ | ૫ | ज्ञानाः | ज्ञाना |

| | | | |
|---|---|---|---|
| ६३ | १ | कृपाकणिकाः | कृपाकणिका |
| ६४ | ११ પછી | **कथं तेषु किलात्मबस्त्यकाविद्योनिमज्जति** આ ૧૮૯ મા શ્લોકની વચલી આખી લીટી વાંચવાની છે. તેમ તેની નીચેનું ભાષાંતર પણ ૧૮૮ મા શ્લોકના ભાષાંતર સાથે વાંચવું. | |
| ६४ | १४ | प्रारब्धा | प्रारब्ध |
| ६४ | १४ | बुद्धनां | बुद्धानां |
| ६४ | १७ | प्रिति | मिति |
| ६५ | ६ | શાસ્ત્રા | શાસ્ત્રી |
| ६८ | २ | નિવિષય | નિર્વિષય |
| ७२ | १३ | કમ | કર્મ |
| ७३ | ७ | વાતિક | વાર્તિક |
| ७३ | ८ | मात्रेपि | मात्रेऽपि |
| ७३ | १४ | निमम | निर्ममः |
| ७४ | २ | श्रेष्ठत्वं | श्रेष्ठत्वं |
| ७६ | १३ | જે જે | જે |
| ७७ | १६ | जगत्यास्म | जगत्यस्मि |
| ७८ | २ | દુલભ | દુર્લભ |
| ७८ | ६ | ઇચ્છાઓ | ઇચ્છાઓ પણ |
| ८१ | ८ | दैव | दैव |
| ८१ | ११ | શ્રુતિ વચનો વ | શ્રુતિ વચનો વડે |
| ८२ | ७ | चिते | चित्ते |
| ८२ | १६ | त्वय्या | त्वय्या |

| | | | |
|---|---|---|---|
| ૮૪ | ૧૦ | षट्ट् | षट् |
| ૮૮ | ૧૪ | वलु | खलु |
| ૯૮ | ૯ | विवचन | विवेचन |
| ૯૯ | ૯ | ૫ લોક | પરલોક |
| ૧૦૧ | ૯ | ।નષ્ક્રિય | નિષ્ક્રિય |
| ૧૦૪ | ૧૮ | મર્યા | મર્યાદા |
| ૧૦૫ | ૩ | नाऽऽष | नार्ष |
| ૧૩૩ | ૭ | દૃધ્ય | દૃધ્યડું |
| ૧૧૪ | ૧૧ | મેઢા | મોઢા. |
| ૧૨૦ | ૮ | उभ | उभे |
| ૧૨૦ | ૯ | वक्रां | वक्रां |
| ૧૨૧ | ૧ | जिह्मं | जिह्मं |
| ૧૨૧ | ૧૧ | ।वितथा | वितथां |
| ૧૨૬ | ૧૩ | કેઠ | કોઠ |
| ૧૨૬ | ૧૮ | माऽभूत् | मा भूत् |
| ૧૨૮ | ૧ | क्राधं | कोधं |
| ૧૨૮ | ૧૦ | એવા ધ | એવા ક્રોધ |
| ૧૨૯ | ૧ | જૂદા દા | જૂદા જૂદા |
| ૧૩૦ | ૨ | नाऽपद्यते | नाऽऽपद्यते |
| ૧૩૧ | ૯ | ઉ ગ | ઉદ્વેગ |
| ૧૩૩ | ૧૪ | ।वरज्यते | विरज्यते |
| ૧૩૩ | ૧૫ | जायत | जायते |
| ૧૩૬ | ૧ | गताऽ ग | गताऽऽगतै |

| | | | |
|---|---|---|---|
| ૧૪૧ | ૧૫ | પૃથ્વીને બલાત્કારથી ભોગવીને | પૃથ્વીને ભોગવીને |
| ૧૫૪ | ૧૫ | गतस्थाऽपि | गतस्याऽपि |
| ૧૫૫ | ૧૦ | सु हद | सुहद |
| ૧૬૦ | ૫ | घते | घत्ते |
| ૧૬૦ | ૧૭ | ઇર્ષ્યા કરવી. | ઇર્ષ્યા ન કરવી. |
| ૯૧ | છેલ્લી લીટી | પ્રાણુમાત્રની | પ્રાણીમાત્રની |
| ૯૫ | ૫ | મહવિ ઓની | મહર્ષિઓની |
| ,, | ૬ | સ્મ્રાત | સ્મૃતિ |
| ૧૪૭ | ૧૫ | प्रदीयते | प्रयाचितः |
| ૧૬૧ | ૧૧ | નાકરો | નોકરો |
| ,, | ૧૩ | भिष | भिषग् |
| ૧૬૩ | ૧૪ | તજ | તેજ |
| ૧૬૪ | ૧૨ | વત | વાત |
| ૧૬૪ | ૬. | जनता | जनतां |
| ૧૭૩ | ૧૦ | विमर्शाय | विमर्शायं |
| ૧૭૬ | ૨ | ऽननया | ऽनया |
| ૧૬૮ | છેલ્લી લીટી | ઉડી ગયા છે | तत्परं |
| ૯ | ૭ | परमात्मानि | परमात्मनि |
| ૧૨ | ૧૩ | सग्राह्य | स ग्राह्य |
| ૧૪ | ૬ | ચિત્તવાળી | ચિત્તવાળી |
| ૧૫ | ૧૯ | नुपूरे | नुपूरे |
| ,, | ૨૦ | किष्किंधाकांड | किष्किंधाकांड |
| ૨૪ | ૩ | વર્ણાશ્રમ ધમરૂપા | ધર્મરૂપી |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | ૨ | હે ય | હોય– |
| ૩૨ | ૨ | **श्रात:** | **श्रांत:** |
| ૩૪ | ૧૬ | **यथाSSम्रे** | **यथाSSम्रे** |
| ૩૫ | ૧૬ | **उन्नतेमार्गात्** | **उन्नतेमांर्गात्** |
| ૩૭ | ૧૩ | તેમા | તેમાં |
| ,, | ૧૫ | સ્વર્ગને’ | સ્વર્ગને |
| ૪૦ | ૧ | મત્ર | માત્ર |
| ૪૨ | ૧૮ | ઘણે ભાગે’ | ઘણે ભાગે |
| ૫૬ | ૧૩ | ભટકતી | ભટકતા |
| ૫૮ | ૭ | તુ | તું |
| ,, | ૮ | સ’પતિ | સ’પત્તિ |
| ,, | ૧૩ | **याजयत्यं** | **योजयत्यं** |
| ,, | ૧૫ | **सम्यक्** | **सम्यक्** |
| ૫૯ | ૧૮ | વીના | વિના |
| ૬૪ | ૫ | **ज्ञाना:मृतेन** | **ज्ञानाSमृतेन** |
| ૬૪ | ૬ | **नैवा:स्ति** | **नैवाSस्ति** |
| ૬૫ | ૫ | જૂદા  દા | જૂદા જૂદા |
| ,, | ૧૬ | થાય થાય છે | થાય છે |
| ૬૭ | ૧ | જ્યા | જ્યાં |
| ,, | ૧ | સતા | સત્તા |
| ૬૭ | ૨ | ઉતમ | ઉત્તમ |
| ૬૮ | ૧૬ | સ’સાાર | સ’સાર |
| ૭૨ | ૪ | માની | માંની |

| | | | |
|---|---|---|---|
| ૭૩ | ૫ | પ્રદેશમા | પ્રદેશમાં |
| ૭૩ | ૧ | इत्यं | इत्थं |
| ૭૮ | ૪ | नियतारं | नियंतारं |
| ,, | ૬ | વીના | વિના. |
| ૭૯ | ૮ | दारिद्रेयण | दारिद्र्येण |
| ,, | ૧૦ | દારિદ્રયવડે | દારિદ્રય વડે |
| ૮૦ | ૨ | ક્રયાઓ | ક્રિયાઓ |
| ,, | ૮ | યત્નેંજ | યત્નેજ |
| ૮૧ | ૫ | વીના | વિના |
| ,, | ૬ | ચાંબડાંની | ચામડાની |
| ,, | ૭ | વીના | વિના |
| ,, | ૧૭ | તા | તો |
| ૮૨ | ૧૭ | माह | माह |
| ૮૩ | ૭ | મુનિઓયે | મુનિયોએ |
| ૮૪ | ૧૩ | ,, | ,, |
| ૮૫ | ૪ | પુરૂષોય | પુરૂષોએ |
| ,, | ૪ | અસ્તિવ | અસ્તિત્વ |
| ,, | ૪ | વીશે | વિષે |
| ,, | ૫ | સતાવડે | સત્તાવડે |
| ૮૬ | ૯ | सतया | सत्तया |
| ૮૭ | ૧૨ | પ્રયાસેં | પ્રયાસે |
| ૮૯ | ૭ | व्यपस्थापक | व्यवस्थापक |
| ,, | ૧૮ | विशोषण | विशोषेण |

| | | | |
|---|---|---|---|
| ૯૦ | ૧ | જગત | જગત્ |
| ,, | ૭ | રામચ દ્રજી યં | રામચંદ્રજીએ |
| ૯૧ | ૩ | પ્રવૃતિઓ | પ્રવૃત્તિઓ |
| ૯૪ | ૧૧ | વિાધ | વિધિ |
| ૯૬ | ૨ | મર્યાદા | મર્યાદા |
| ,, | ૬ | **प्रतीमेमवार्थं** | **प्रतीममेवार्थं** |
| ,, | ૧૩ | તા | તો |
| ૯૯ | ૩ | શાસ્ત્રોયે | શાસ્ત્રોએ |
| ,, | ૪ | મહાત્માઓથે | મહાત્માઓએ |
| ૧૦૦ | ૫ | બાધ્યા | બાધ્યાં |
| ૧૦૪ | ૫ | પાર્થસરિથિ | પાર્થસારથિ |
| ૧૧૭ | ૧૩ | **सद्गुणैः** | **सद्गुणैः** |
| ૧૧૯ | ૧૦ | શા । | શાસ્ત્ર |
| ,, | ૧૧ | રૂષને | પુરૂષને |
| ૧૨૦ | ૧ | **सत्पात्** | **सत्यात्** |
| ,, | ૬ | મ ટે | માટે |
| ,, | ૧૭ | ચાલ્યુ | ચાલ્યું |
| ૧૨૨ | ૧૦ | વીના | વિના |
| ૧૨૬ | ૧૧ | **यशास्विनां** | **यशास्विनां** |
| ૧૩૨ | ૨ | મલે | ભલે |
| ૧૩૩ | ૧૩ | **पुरुषोतमाः** | **पुरुषोत्तमाः** |
| ૧૩૬ | ૧૨ | આખુ | આખું |
| ૧૩૭ | ૧૩ | **सद्वांधवाः** | **सद्वांधवाः** |

| | | | |
|---|---|---|---|
| ૧૪૦ | ૧૬ | **राघव** | **राघव** |
| ૧૪૮ | ૩ | **दृष्वा** | **दृष्ट्वा** |
| ૧૪૯ | ૨ | **चेव** | **चैव** |
| ,, | ૪ | વાઙમય | વાઙ્મય |
| ,, | ૧૩ | ચિતથી | ચિત્તથી |
| ૧૫૧ | ૮ | **स्मृतं** | **स्मृतं** |
| ૧૫૨ | ૩ | પડદામા | પડદામાં |
| ૧૫૬ | છેલ્લી લીટી | પકઢી | પકડી |
| ૧૫૮ | ૬ | કરતા | કરતાં |
| ૧૬૧ | ૪ | વીના | વિના |
| ૧૬૧ | છેલ્લી લીટી | ઐપધ | ઔષધ |
| ૧૬૩ | ૧૮ | **खडग** | **खड्ग** |
| ૧૬૬ | ૫ | બરાબર છાપ ઉઠી નથી | **क्षीयते** |
| ૧૬૭ | ૯ | ને ખે નોખે | નોખે નોખે |
| ૧૭૨ | ૭ | ખામા | ખામી |
| ૧૭૩ | ૧૩ | | શુક્લ |
| ૧૭૪ | ૧ | તર્ક | તર્કે |
| ૬૪ | ૧૨ | **स्यात्** | **स्तान्** |
| ૧૫૧ | ૧૨ | **शुचिय:** | **शुचिर्य:** |
| ૬૪ | ૫ | **तृम** | **तृप्त** |
| ૬૪ | ૬ | **रैवास्ति** | **नैवास्ति** |

# मंगलाचरण प्रारंभः

यस्माज्जातं जगद्यत्र स्थितं यस्मिंश्च लीयते ॥
कुलदैवतरूपो सौ नृसिंहः श्रेयसे स्तुनः ॥

જેનાથી આ જગત્ ઉત્પન્ન થયું જેમાં રહેલું છે અને અંતે જેમાં લય પામી જાય છે તે અમારા કુલદેવતા ભગવાન્ શ્રીનૃસિંહજી અમારૂં શ્રેય કરો.

न शक्तोऽक्षर मप्येकं लिखितुं यत्कृपां विना ॥
मनुजस्तामहं वन्दे चित्स्वरूपां सरस्वतीम् ॥

જેના અનુગ્રહ વિના મનુષ્ય એક અક્ષર પણ લખવાને સમર્થ નથી. તે ચિત્સ્વરૂપી ભગવતી સરસ્વતી દેવીને હું વંદન કરૂંછું.

गुरुं कारुणिकंनौमि मायामानवविग्रहम् ॥
निरवद्यामिमां विद्यां प्राप्तोहं यदनुग्रहात् ॥

માયાવડે માનવ રૂપને ધારણ કરનાર એવા કારૂણિક (દયાળુ) ગુરૂને ( સર્વના પરમગુરૂ અંતર્યામી પરમાત્માને–અર્થાંતરમાં સદ્ગુરૂને ) હું પ્રણામ કરૂંછું કે જેના અનુગ્રહથી આ નિર્દોષ એવી વિદ્યા મને પ્રાપ્ત થઈ.

दर्शितो यैः शुभः पंथाः सतां परमपावनः ॥
प्राज्ञान् प्रभावसंपन्नान् म र्षींस्तान्नतो स्म्यहम् ॥

જેઓએ પરમ પાવન એવો સત્પુરૂષોનો ઉત્તમ માર્ગ જગતને બતાવ્યો તે પ્રભાવસંપન્ન પ્રાજ્ઞ મહર્ષિઓને હું નમું છું.

मया सद्वासनावेशात् कालेऽप्यस्मिन् सुदुस्तरे ॥
सन्मार्गस्य विशालस्य दिङ्मात्रमिह दर्श्यते ॥
महानुभावा विद्वांसः क्षमंतां मम साहसम् ॥
श्रमोयमात्मतोषाय तुष्टये च विवेकिनाम् ॥ ६ ॥

મેં સદ્વાસનાના આવેશને લીધે આ અતિ દુસ્તર (કલિ) કાલમાં પણ વિશાલ સન્માર્ગની એક દિશા માત્ર (આ કૃત્યાકૃત્ય વિમર્શરૂપે) બતાવી છે. મહાનુભાવ વિદ્વાનોયે આ મારૂં સાહસ ક્ષંતવ્ય છે. મારો આ શ્રમ આત્માના ( પરમાત્માના તથા પોતાના આત્માના–મનના ) પરિતોષ માટે છે. વિવેકીઓને પણ તેથી કાંઇક પરિતોષ ઉપજાવવાનો તેનો હેતુ છે. ( તે સફલ થાઓ )

॥ ॐ तत्सत् ॥

# ॥ कृत्याऽकृत्यविमर्शः ॥

जगन्नाट्यप्रणेतारं नत्वा देवं महेश्वरम् ॥
कृत्याऽकृत्यविमर्शोऽयं यथामति विधीयते ॥ १ ॥

જગતરૂપી નાટકના પ્રણેતા (સૂત્રધાર) મહેશ્વર દેવને નમન કરી યથામતિ આ કૃત્યાકૃત્ય વિમર્શ રચવામાં આવે છે. ॥૧॥

अहो कर्तव्यमीमांसा गहना कठिनाऽपि च ॥
तथाऽपि तद्विषयको विमर्शोऽत्र वितन्यते ॥ २ ॥

અહો ! કર્તવ્ય સંબંધી વિચાર ખરેખર બહુ ગહન અને કઠિન છે. તોપણ તે સંબંધે અહીં કાંઇક વિચાર કરવામાં આવે છે. ॥૨॥

मायाशक्तेरचिंत्यत्वाद्वैचित्र्यात्कालकर्मणोः ॥
प्रकृतेश्च [illegible]यस्त्वाद्विभिन्ना निश्चया नृणाम् ॥३॥

પરમેશ્વરની માયાશક્તિ અચિંત્ય હોવાથી કાળ અને કર્મ એ બન્ને વસ્તુની વિચિત્રતાને લીધે અને જીવોની

પ્રકૃતિના બહુ બળવાન્‌પણાથી માણસોના નિશ્ચયો જૂદા જૂદા પ્રકારના હોય છે ॥૩॥

लोके मता न्यनंतानि संप्रदायाः सहस्रशः ॥
दोलेवाऽऽन्दोलते तेन मनोवृत्तिः शरीरिणाम् ॥४॥

જગતમાં અસંખ્ય મતો છે, અને હજારો સંપ્રદાયો છે. જેને લીધે શરીરધારી જીવોની મનોવૃત્તિ હીંડોળાની પેઠે ઝૂલતી રહે છે. ॥૪॥

धर्ममेके प्रशंसन्ति कामं केचन मानवाः ॥
केचिदर्थं परं प्राहुः परे तेषां समुच्चयम् ॥५॥

કેટલાક પુરૂષો ધર્મની પ્રશંસા કરે છે. કેટલાક કામનેજ (વૈષયિક સુખને) વખાણે છે. કેટલાક અર્થને (દ્રવ્યને) સર્વેથી શ્રેષ્ઠ ગણે છે, અને બીજા કેટલાક તેના સમુચ્ચયને (ધર્મ, અર્થ, કામ) એ ત્રણેયને ભેળા મેળવવા, તેને શ્રેષ્ઠ કહે છે. ॥૫॥

अन्ये मोक्ष मेवैकं मन्यंते कृत्य मुत्तमम् ॥
अतः कर्तव्यमीमांसा क्रियते सा न निष्फला ॥६॥

બીજાઓ વળી મોક્ષનેજ ઉત્તમ કૃત્ય માને છે. આમ મતભેદ જગતમાં નજરે પડે છે. તેથી આ જે કર્તવ્ય મીમાંસા કરવામાં આવે છે. તે નિષ્ફળ (નિરૂપયોગી) નથી ॥૬॥

योग्यार्थः प्रत्ययस्तव्यः कृञ्धातुः करणार्थकः ॥
तेन यत्कर्तुं उचितं तत्कर्तव्य मितीर्यते ॥ ७ ॥

કર્તવ્ય શબ્દ કૃઞ્ ધાતુ અને તવ્ય પ્રત્યય એ બેના યોગથી થયેલો છે. તેમા કૃઞ્ ધાતુ કરણુ અર્થમાં (કરવાના અર્થમાં) છે, અને તવ્ય પ્રત્યય યોગ્ય અર્થમાં છે એટલે વ્યાકરણુની રીતિ પ્રમાણે "જે કરવા યોગ્ય તે કર્તવ્ય" એવો કર્તવ્ય શબ્દનો અર્થ સિદ્ધ થાય છે. ॥૭॥

कर्तव्यमेव कर्तव्यम् प्राणैः कंठगतैरपि ॥
अकर्तव्यं न कर्तव्यं प्राणैः कंठगतैरपि ॥ ८ ॥

પ્રાણુ કંઠસ્થ હોય ત્યાં સુધી પણુ મનુષ્યે કર્તવ્ય કરવાનુંજ છે અને જે અકર્તવ્ય છે ( કરવા યોગ્ય નથી તે ) પ્રાણુ જતાં સુધી પણુ કરવાનુ નથી. ॥૮॥

अभियुक्तोक्ति रित्येष न विस्मार्या कदाचन ॥
अत्राऽप्यावश्यकं नूनं कृत्याऽकृत्यविवेचनम् ॥९॥

આ (ઉપરનું પ્રાચીન આપ્તવાક્ય કોઇ દિવસ ભૂલી જવા જેવું નથી. તેમાં પણુ કૃત્ય શું! અને અકૃત્ય શું! એ વિવેચન આવશ્યક છે. (એ જાણુવું જરૂરનું છે. ) ॥૯॥

श्रेयस्तु भक्तिरेवेति भक्ताः कर्मेति कर्मठाः ॥

ज्ञानिनो ज्ञानमवाहु र्विवादोऽत्राऽप्यनेकधा ॥१०॥

ભક્ત પુરૂષો કહે છે કે ભક્તિજ શ્રેયસ્કર છે. કર્મઠો (કર્મકાંડીઓ) કર્મનેજ શ્રેયસ્કર માને છે. અને જ્ઞાની પુરૂષો જ્ઞાનનેજ શ્રેયસ્કર ગણે છે. એવી રીતે આ વિષયમાં પણ અનેકધા (અનેક પ્રકારે) વિવાદ છે. ॥૧૦॥

अत्र विप्रतिपद्यंते वादिनो बहवो भुवि ॥
शक्तिं शाक्ताः शिवं शैवा विष्ण्वादीन् वैष्णवाऽऽदयः॥
सेवन्ते तच्च मन्यंते कर्तव्यं सर्वतोऽधिकम् ॥ ११ ॥

પૃથ્વી ઉપર આવી બાબતમાં અનેક વાદિઓના ઝઘડાઓ (તકરારો) થયા કરે છે. શાક્ત પુરૂષો (દેવીભકતો) શક્તિને (દેવીને) શિવભકતો શિવને અને વૈષ્ણવ આદિ, વિષ્ણુ આદિ દેવોને સેવે છે અને એજ કર્તવ્ય સર્વથી અધિક છે એમ માને છે. ॥૧૧॥

कर्मकांडे ज्ञानकांडे निष्ठावन्तश्च केचन ॥
स्वनिश्चयाऽनुसारेण तत्रैव निरताः सदा ॥ १२ ॥

કેટલાક પુરૂષો કર્મકાંડમાં નિષ્ઠાવાળા અને કેટલાક જ્ઞાનકાંડમાં નિષ્ઠાવાળા હોય છે અને તેઓ પોતપોતાના નિશ્ચય પ્રમાણે સદા તેમાંજ મગ્ન રહે છે. ॥૧૨॥

यथासुखं विहर्तव्यम् प्राणिवर्गैर् निरंकुशैः ॥
लोकायतिकमार्गोऽयं दृश्यते बहुजंतुषु ॥१३॥

### ચાર્વાકમત.

વિવિધ પ્રાણિઓએ નિરંકુશપણે જેમ પોતાને સુખ આવે ( ઠીક પડે ) તેમ મરજી પ્રમાણે વિહાર કરવો. આ લોકાયતિક માર્ગ ( ચાર્વાકમત ) ઘણા માણસોમાં જોવામાં આવે છે. ॥૧૩॥

यावज्जीवं सुखं जीवेन्नाऽस्ति मृत्योरगोचरः ॥
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥ १४ ॥

જ્યાં સુધી મનુષ્યે જીવવું ત્યાં સુધી સુખપૂર્વક (સુખ થાય તેમ) જીવવું કેમકે મોતના પંજામાંથી કોઇ છુટી શકતું નથી. દેહ ભસ્મ થઈ ગયા પછી પાછું તેનું આવવું ક્યાંથી થાય ? ॥૧૪॥

प्रमाणमेकं प्रत्यक्षम् सुखं वैषयिकं सुखम् ॥
देहस्वरूप एवाऽऽत्मा राजैव परमेश्वरः ॥ १५ ॥

એક પ્રત્યક્ષજ પ્રમાણ છે. વૈષયિક ( વિષય-ખાનપાન આદિથી થતું ) સુખ એ સુખ છે. દેહજ આત્મા છે. રાજા એજ પરમેશ્વર છે. ॥૧૫॥

पुरुषार्थौ वर्थकामौ दुःखं नरक मुच्यते ॥
मोक्षस्तु देहनाशोऽस्तीत्येवं चार्वाकनिश्चयः ॥१६॥

અર્થ અને કામ એ બે પુરૂષાર્થ છે દુઃખ થાય છે તે નરક છે અને દેહનાશ એ મોક્ષ છે. એવો ચાર્વાકમતનો નિશ્ચય છે. ॥૧૬॥

मतांतराण्यनेकानि संति चार्वाकवद्भुवि ॥
तत् खंडनप्रसंगेन कालक्षेपोऽत्रनोचितः ॥१७॥

જગતમાં ચાર્વાકમતની પેઠે બીજાં પણ અનેક મતો છે. પણ એ બધાં અત્ર બતાવી તેના ખંડનના પ્રસંગથી અહીં વૃથા કાળક્ષેપ કરવો ઉચિત લાગતો નથી. ॥૧૭॥

खंडनं कृतमेतेषां मतानां शंकरादिभिः ॥
न विस्तरभियाऽस्माभि स्तद्विस्तारोऽत्र तन्यते ॥१८॥

શંકરઆદિ મહાન્ આચાર્યોએ એ બધા મતોનું ખંડન કરેલું છે. એટલે પછી વિસ્તારના ભયથી અહીં અમે તે મત સંબંધે વિસ્તારથી વિવેચન કર્યું નથી. ॥૧૮॥

यन्निर्गमेतु देहोऽयं हस्तपादादि संयुतः ॥
काष्ट वज्जाड्य मापन्नो मृत इत्युच्यते जनैः ॥१९॥
क्रियाः प्राणेंद्रियादीनां सिद्ध्यंति यदनुग्रहात् ॥

तस्य देहादिभिन्नस्य सद्रूपस्य चि ात्मनः ॥
अस्तित्वे नैव संदेहो घटते बुद्धिश ालिनाम् ॥२०॥

### આત્માનું દેહથી જૂદાપણું તથા તેના અસ્તિત્વની સિદ્ધિ.

જે વસ્તુ નીકળી જવાથી આ દેહ હાથ પગ આદિ અવયવો પૂર્વના જેવાં કાયમ છતાં કાષ્ઠની પેઠે જડ બની જાય છે, અને લોકો તેને અમુક મરી ગયો એમ કહે છે; અને પ્રાણ ઈંદ્રિય આદિની બધી ક્રિયાઓ જેના અનુગ્રહથીજ (જેના અસ્તિત્વવડે) સિદ્ધ થાય છે તે દેહથી જૂદા સિદ્ધ થતા, સત્ય, ચૈતન્યસ્વરૂપ આત્માના આસ્તિત્વમાં બુદ્ધિમાન પુરૂષોને સંદેહ કરવો યોગ્ય નથી. ॥૨૦॥

मतानां विविधानांतु विभिन्नत्वेऽपि केचन ॥
धर्माः साधारणाः सन्ति तेषां निर्बाधता स्फुटा ।२१

### સર્વમાન્ય સામાન્ય ધર્મ.

જગતમાં નોખા નોખા મતોનું (સંપ્રદાય આદિનું) ભિન્નપણું છે ખરૂં તોપણ કેટલાક ધર્મો તો એવા સાધારણ છે કે જે બધા મતવાળાને માન્યા વિના ચાલતુંજ નથી. (અહિંસા, સત્ય, અસ્તેય, વિગેરે) એવા ધર્મો તો નિર્બાધજ છે. તે સંબંધે તો કોઇને વિવાદ કરવાનો અવકાશજ નથી. ॥ ૨૧ ॥

नाऽऽस्मा[illegible]ः काऽपि किंतु शास्त्रीयवर्त्मना ॥
येन केनाऽप्युपायेन कर्तव्यं [illegible]तमात्मनः ॥ २२ ॥

અમારો કોઈ વિષયમાં કોઈપણ પ્રકારનો આગ્રહ નથી કિંતુ શાસ્ત્રીય માર્ગવડે ગમે તે કોઈ ઉપાયદ્વારા પોતાનું હિત સુજ્ઞ મનુષ્યે કરવાનું છે. ॥ ૨૨ ॥

हित मेवाऽनुरुध्यन्ते प्रसमीक्ष्य परीक्षकाः ॥
रजोमोहावृतात्मानः प्रियमेव तु लौकिकाः ॥२३॥

પરીક્ષક પુરૂષો ( સાર, અસાર, હિત, અહિત, વિગેરે વિચારવડે જોઈ શકે તેવા સામર્થ્યવાળા પુરૂષો ) પોતાનું જે હિત હોય તેને વળગી રહે છે. અને રજોગુણવડે તથા મોહ-વડે જેઓનું જ્ઞાન કે બુદ્ધિ આચ્છાદિત થઈ ગયેલ છે તેવા લૌકિક ( સામાન્ય ) પુરૂષો પોતાને પ્રિય ( ગમતું ) શું છે એટલુંજ માત્ર જુવે છે અને પછી તેને વળગી રહે છે. ૨૩

( ચરકસંહિતા. ચરકાચાર્ય. )

अध्यापयित्वा शास्त्राणि शिष्याय मतिमान् गुरु ॥
उपादिशदिमं स्नेहा दनुश सन संग्रहम् ॥ २४ ॥

કોઈ એક બુદ્ધિમાન્ ગુરૂયે શિષ્યને શાસ્ત્રોનું અધ્ય-યન કરાવી સ્નેહથી અનુશાસનના સંગ્રહનો નીચે પ્રમાણે ઉપદેશ કર્યો. ॥ ૨૪ ॥

वत्स ! संसार मार्गोऽयं विकटोऽनेक संकटः ॥
सावधानतया तत्र पदन्यासो निधीयताम् ॥२५॥

હે વત્સ ! આ સંસારમાર્ગ વિકટ અને અનેક સંકટવાળો છે. તેમાં જે પગલાં ભરવાં તે સાવધાનપણાથી ભરવાનાં છે. ॥ ૨૫ ॥

स्वार्थप्रायं जगत्सर्वं, कश्चिन्नास्त्येव कस्यचित् ॥
इति ज्ञात्वा परं प्रेम, कुरुष्व परमात्मनि ॥२६॥

આ જગત્ સ્વાર્થપ્રાય (ઘણેભાગે જેમાં સ્વાર્થજ મુખ્ય છે. એવું અર્થાત્ સ્વાર્થી) છે. પરિણામે કોઇ કોઇનું નથી. એમ સમજી પરમાત્મામાં તારે પરમ (ખરો–સત્ય) પ્રેમ રાખવો. (સાવ પ્રેમવિના તો વ્યવહાર માત્ર શુષ્ક લાગે છે. અથવા તો પ્રવૃત્તિજ અટકી પડે છે. માટે સંસારમાં રહેનાર મનુષ્યે પોતાનો વેષ ભજાવવામાં તટસ્થપણે ધર્મ્ય પ્રવૃત્તિમાં યોગ્ય પ્રેમને સ્થાન આપતાં જગતની અસારતા ધ્યાનમાં રાખી સાચો પ્રેમ સત્ય વસ્તુમાં (પરમાત્મામાં) રાખવો. એવો આ શ્લોકનો આશય છે. ॥ ૨૬ ॥

धर्मवार्ता तु सरला, काठिन्यं धर्मपालनम् ॥
तथाऽपि धर्मनिष्ठान त्वया त्याज्या नकर्हिचित् ॥२७॥

ધર્મની વાતો કરવી એ વાત સહેલી છે પરંતુ ધર્મનું

પાલન ખરેખરૂં કઠિન છે તથાપિ તારે ધર્મનિષ્ઠાનો કોઇ દિવસ પણ ત્યાગ કરવો નહીં.

विद्या विवेकः सौजन्यं वैराग्यं धर्मनिष्ठता ॥
इत्यादि गुणरत्नानां संग्रही नाऽवसीदति ॥
इति निश्चित्य हृदये तेषु त्वं प्रीतिमान् भव ॥२८॥

વિદ્યા, વિવેક, સૌજન્ય, વૈરાગ્ય, ધર્મનિષ્ઠા, ઈત્યાદિ ગુણરત્નોનો સંગ્રહ કરનાર પુરૂષ દુઃખ નથી પામતો એવો નિશ્ચય હૃદયમાં દૃઢ કરી તારે એ સદ્ગુણો તરફ પ્રીતિ રાખવી. ॥ ૨૮ ॥

नहि सत्या त्परोधर्मो नाऽनृता त्पातकं परम् ॥
इत्याह भगवान् व्यास स्तस्मात् सत्यपरो भव ॥२९॥

સત્યના જેવો બીજો એકેય ધર્મ નથી. અને અનૃતના જેવું બીજું એકેય પાતક નથી. એમ ભગવાન્ વ્યાસ કહે છે માટે તારે સદા સત્યપરાયણ રહેવું ॥ ૨૯ ॥

आवृतं गुणदोषाभ्यां सर्वमस्मिन् धरातले ॥
साराऽ[illegible]ण मेवाऽत्र, त्वया कार्यं विवेकिना ॥३०॥

આ ભૂતળમાં બધું ગુણ અને દોષ એ બન્નેથી વીંટાયેલું છે. માટે તારે તો એ બધામાંથી વિવેકબુદ્ધિ વાપરી

૫૯૦૧



સારનુંજ અન્વેષણુ (શોધન) કરવાનું છે. ॥ ૩૦ ॥

दुष्टानां बत संसर्ग स्तवमाऽस्तुकदाचन ॥
तेषां विषद्रुमस्येव नाऽऽश्रयःश्रेयसेतव ॥३१॥

તને કોઈ દિવસ પણુ દુષ્ટ પુરૂષોનો સંસર્ગ (દુસ્સંગ) ન હો કેમકે વિષ વૃક્ષના આશ્રયની પેઠે તેઓનો આશ્રય તારા શ્રેય માટે થશે નહિ. ॥ ૩૧ ॥

ज्ञानभक्तिविवेकादि शुभमिष्टफलप्रदः ॥
सत्संगाऽऽख्यः कल्पवृक्षः सदाऽस्तु फलदस्तव ॥३२॥

જ્ઞાન, ભક્તિ, વિવેક, આદિ શુભ મધુર ફળ આપનાર સત્સંગ નામનો કલ્પવૃક્ષ સદા તને ફળ આપનાર થાઓ. ૩૨

परया श्रद्धया सेव्याः सदा गुरुजनस्त्वया ॥
यतस्तत्सेवया नूनं लोकद्वयाहितं भवेत् ॥३३॥

ગુરૂજનનું ( માતા પિતા ગુરૂ વિગેરે માન્ય વર્ગનું ) તારે પરમશ્રદ્ધા રાખી સેવન કરવું કેમકે તેની સેવાવડે બન્ને લોકનું (આલોક, પરલોક, એ બેયનું) હિત થવાનું એ વાત નિર્વિવાદ છે. તેમના હિત વચન અનુસાર ચાલવાથી આ લોકમાં સુખી થવાય તેમજ તેમની આજ્ઞાનું પાલન કરવું એ એક પરમધર્મ રૂપ હોવાથી અને કલ્યાણકારક હોવાથી તે પુણ્યવડે પરલોકમાં પણુ સુખી થવાય. ॥ ૩૩ ॥

क्रूरान्नराज्जनाः प्रायो बिभ्यत्याशीविषादिव ॥
अतःक्रौर्यं त्वया नैव सेवनीयं कदाचन ॥३४॥

ઘણું ભાગે ક્રૂર મનુષ્યથી સર્પથીજ જેમ તેમ માણસો ભય પામે છે અને તેનાથી ભાગતાં રહે છે માટે તારે કોઇ દિવસ ક્રૂરપણું રાખવું નહિ ॥ ૩૪ ॥

आपातरमणीयोऽपि दुर्गुणानां परिग्रहः ॥
विषमोदकमाधुर्य मिवांते भयकृद्भवेत् ॥ ३५ ॥

દુર્ગુણોનો પરિગ્રહ [સ્વીકાર] કદાચિત ઉપર ઉપરથી રમણીય લાગતો હોય તો પણ પરિણામે તે વિષમિશ્ર મોદકની મીઠાશની પેઠે ભયકારક થઇ પડે છે માટે કોઈ કાળે દુર્ગુણો તરફ તારે જરા પણ રૂચિ રાખવી નહિ. ॥ ૩૫ ॥

वयंतु नहि सर्वज्ञा नदेवा वा चतुर्भुजाः ॥
अतोऽस्मास्वपि दोषश्चेन्न सग्राह्य स्त्वयाक्वचित् ॥३६॥
यदि दैववशात्कोऽपि गुणोऽस्मा स्ववलोक्यते ॥
तत्रैव निर्मलादृष्टिः स्थापनीया त्वया सदा ॥३७॥

અમે પોતે પણ કાંઈ સર્વજ્ઞ દેવ કે ચતુર્ભુજ નથી. પરંતુ મનુષ્ય કોટિના છીયે એટલે કદાચ અમારામાં પણ કોઈ પ્રકારનો કાંઇ દોષ જોવામાં આવે તો તે તારે ગ્રહણ

કરવાનો નથી. પણ દૈવયોગે અમારામાં કોઇપણ ગુણ તારા જોવામાં આવે તો તેના તરફજ તારે તારી નિર્મળ દૃષ્ટિ સ્થાપન કરવી તથા તે ગ્રહણ કરવા માટે કાળજી રાખવી. ॥૩૭॥

गतावानेव पुरुषः कृतं यस्मिन्न नश्यति ॥
इत्याह भारतं तस्मात् कृतज्ञस्त्वं सदाभव ॥३८॥

કોઇનો પણ પોતાના ઉપર થયેલો ઉપકાર હૃદયમાંથી ભૂલાઈ ન જવાય એજ ખરેખર પુરૂષપણાની નિશાની છે એમ મહાભારત (ભારતકાર) કહે છે માટે તારે સદા કૃતજ્ઞ કરેલા ઉપકારને જાણનાર થવું. ॥ ૩૮ ॥

यतःशास्त्रे लोके च कृतघ्नत्वं विगर्हितम् ॥
अतस्तस्याऽल्पसंगेऽपि तव माऽस्तु कदाचन ॥३९॥

શાસ્ત્રોમાં અને લોકમાં કૃતઘ્નપણું પોતા ઉપર કોઇએ કરેલા ઉપકાર ઉપર પાણી ફેરવવું તે બહુ નિંદિત ગણેલું છે માટે તે કૃતઘ્નતાનો અલ્પસંગ પણ તને ન હો ! ॥૩૯॥

ब्रह्मघ्ने च सुरापे च स्तेने भग्नव्रते तथा ॥
निष्कृतिर्विहिता सद्भिः कृतघ्नेनाऽस्ति निष्कृतिः॥४०॥
(व्यासः)

બ્રહ્મહત્યા કરનાર, સુરાપાન કરનાર, સુવર્ણસ્તેય કરનાર અને ગુરૂતલ્પગામી (જે ચાર મહા પાતકી ગણાય છે)

એમને માટે પ્રાયશ્ચિત છે પણ કૃતઘ્ન માટે પ્રાયશ્ચિત નથી. એમ વ્યાસ કહે છે માટે કૃતઘ્નતાનાં એ મહાપાતકથી બહુ દૂર રહેવું. ॥ ૪૦ ॥

स्वच्छंद चित्ताः पुंश्चल्यः कामयंत्यो नवं नवम् ॥
गुरुदेवाऽऽदि विषये नाऽनुकार्यास्त्वया क्वचित्॥४१॥

જેમ સ્વછંદ ચિત્તવાળી પુંશ્ચલી (કુલટા વ્યભિચારિણી) સ્ત્રીઓ નવા નવા પુરૂષોને ઇચ્છે છે તેનું અનુકરણ ગુરૂદેવ આદિના વિષયમાં તારે કદી પણ ન કરવું-અર્થાત્ ગુરૂદેવ આદિમાં ઘડીકમાં આ અને ઘડીકમાં તે એમ અસ્થિર ચિત્ત ન રાખવું પણ એકમાંજ એક ચિત્તથી પ્રેમ રાખવો. ૪૧

देवो गुरुश्च भर्ताच सेव्यमेत त्रयं स्मृतम् ॥
तुष्यंत्य व्यभिचारेण भक्तियोगेन तेत्रयः ॥४२॥

દેવ, ગુરૂ અને ભર્તા (સ્વામી-ધણી) એ ત્રણ વસ્તુ જગતમાં સેવ્ય ગણાય છે અને એ ત્રણેય વ્યભિચાર વગરના (એક નિષ્ઠાવાળા) ભક્તિયોગવડે પ્રસન્ન થાય છે. ॥ ૪૨ ॥

यस्यां यस्या मवस्थायां यत्कर्तु [illegible]चितं तव ॥
तत्र तीव्रेण वेगेन भव य[illegible] परायणः ॥ ४३ ॥

તારે માટે જે જે અવસ્થામાં જે જે કરવું ઉચિત જણાય તેમાં તીવ્ર વેગ વડે યત્નપરાયણ થવું. ॥૪૩॥

सनातनं सदाचारं ज्ञातुमिच्छाऽस्ति चेत्तव ॥
विशुद्धं रामचरितं सदा चिंतय चिंतय ॥ ४४ ॥

* જો સનાતન સદાચાર જાણુવાની તારી ઇચ્છા થતી હોય તો વિશુદ્ધ રામચરિતનું વારંવાર સદા ચિંતન કરવું. ॥૪૪॥

शुद्धं निश्रेयसद्वारं द्रष्टुं वांछति चेद्भवा- ॥
विचारय विशालार्थां भारतीं पार्थसारथेः ॥४५॥

જો વિશુદ્ધ મોક્ષદ્વાર જોવાની તારી ઇચ્છા હોય તો વિશાળ અર્થવાળી પાર્થના સારથિ શ્રી કૃષ્ણુભગવાનની તે

---

रामवचनम्:—

* नह्यतो धर्मचरणं किंचिदस्ति महत्तरम् ॥
यथा पितरि शुश्रूषा तस्यवा वचनाक्रिया ॥

वाल्मीकि अयोध्या. स. १९

वनवास गमन समये लक्ष्मणं प्रति सुमित्रा वाक्यम्.

रामं दशरथं विद्धिमां विद्धि जनकात्मजाम् ॥
अयोध्या मटवीं विद्धि गच्छ तात यथा सुखम् ॥

अयोध्या कां. ६

सुग्रीव समीपे सीता भूषण निर्णय समये लक्ष्मण वाक्यम्

केयूरे नैवजानामि नैवजानामि कंकणे ॥
नुपूरेत्व भिजानामि नित्यं पादाभिवंदनात् ॥

इत्यादि किष्किन्धाकांड

સમયની વાણીનો (ભગવદ્ગીતાનો) વિચાર કર. ॥૪૫॥

स्थित्वाऽस्मिन् व्यव ारेऽपि सुखेच्छा यदि चेत्तव ॥
संतोष कल्पवृक्षस्य च्छायां सेव च निर्मलाम् ॥४६॥

આ વ્યવહારમાં રહીને પણ તને જો સુખની ઇચ્છા રહેતી હોય તો સંતોષરૂપ કલ્પવૃક્ષની નિર્મલ છાયાનું સેવન કર. ॥૪૬॥

यदि तापैः प्रतप्तोऽसि शान्ति मिच्छसि चद्यपि ॥
सत्संगं शास्त्रसंगंच कुरु श्रद्धापुरः सरम् ॥४७॥

જો તારૂં હૃદય ત્રિવિધ તાપથી તપ્યા કરતું હોય અને તું શાંતિને ઇચ્છતો હો તો શ્રદ્ધાપૂર્વક સત્સંગ અને શાસ્ત્ર સંગ કર. ॥૪૭॥

संसारसागरस्यास्य पारं चेत्प्राप्तु मिच्छसि ॥
एकं जगन्नियंतारं भज वैराग्यपूर्वकम् ॥४८॥

આ સંસાર સાગરનો પાર પામવાને તું ઇચ્છતો હો તો વૈરાગ્ય પૂર્વક એક જગન્નિયંતા પરમાત્માનું ભજન કર ॥૪૮॥

विविधै र्वासनाजालै श्चित्तंते यावदावृतम् ॥
तत्व साक्षात्कृतिस्ताव दाकाशकुसुमापमा ॥४९॥

જ્યાં સુધી નોખી નોખી જાતની વાસનાના જાળથી

તારૂં ચિત્ત વીંટાયેલું છે ત્યાં સુધી તત્વ સાક્ષાત્કાર (પરમાત્માનું અપરોક્ષજ્ઞાન) આકાશ પુષ્પની પેઠે ખરેખર અસંભવિત છે. ॥૪૯॥

अहो कालप्रभावोऽयं दंभः सर्वत्र पूज्यते ॥
तथाऽपि भवता नैव दंभः पूज्यः कदाचन ॥५०॥

અહો ! આ ખરેખર એક કાળ પ્રભાવ છે. કે દંભ સર્વત્ર પૂજાય છે તો પણ તારે કોઇ દિવસ દંભને પૂજ્ય ગણુવો નહીં. ॥૫૦॥

पश्चात्तापं हि पुष्णाति कालहीना मनोरथः ॥
इति ज्ञात्वा विधेहित्वं कालयुक्तान् मनोरथान् ।५१।

કાળ વગરનો મનોરથ પશ્ચાતાપ ઉપજાવે છે એમ જાણી તારે જે મનોરથ કરવા તે કાળયુક્ત (સમયાનુસાર) કરવા. ॥ ૫૧ ॥

विचार्य देशकालादि कृत्वा साधनसंचयः ॥
आरब्धो यो विवेकेन स यत्नः सफलो भवेत् ॥
देशकालविरोधे तु कृतो यत्नो न सिद्ध्यति ॥५२॥

દેશકાળ આદિનો વિચાર કરી સાધન સમૂહને મેળવી જે યત્ન વિવેક વડે આરંભવામાં આવે તે સફળ થાય છે.

અને જો દેશ કાળનો વિરોધ હોય તો કરેલો યત્ન સિદ્ધ થતો નથી. ॥ ૫૨ ॥

**महाबलं गजंनक्रो जले स्थित्वाऽपकर्षति ॥**
**निशायां निर्बलान् काकान् उलूकाघ्नंति निर्भयाः ॥**
**देशकालविचारोऽयं सर्वथा मान मर्हति ॥५३॥**

ઝૂડ જળમાં રહી મહા બળવાન્ હાથીને પાણીમાં ઘસડી જાય છે તેમજ રાત્રીના સમયમાં નિર્બળ પડી ગયેલા ( અંધ બની ગયેલા ) કાગડાઓને ઘૂડ પક્ષીઓ (રાત્રીએ દેખતા હોવાથી) નિર્ભય થઈ મારે છે. આ દેશકાળ સંબંધી વિચાર સર્વથા માનને યોગ્ય છે. ॥ ૫૩ ॥

**धर्मार्थ[illegible]ममोक्षाणां प्रसंग[illegible]नाति विस्तृतान् ॥**
**ज्ञातुं तवेच्छा यदिचे त्तदात्वं भारतं श्रृणु ॥५४॥**

* ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારેય પુરૂષાર્થના અતિ વિસ્તારવાળા પ્રસંગો જાણવાની તારી ઇચ્છા હોય તો મહાભારતનું તારે શ્રવણ કરવું. ॥ ૫૪ ॥

---

* धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ ॥
यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत् क्वचित् ॥
(महाभारत.)

शुद्धांशास्त्रप्रणालीं त्वं अवगन्तुं यदीच्छसि ॥
विलोकय विवेकेन शुभां शंकरभारतीम् ॥५५॥

શુદ્ધ એવી શાસ્ત્ર પ્રણાલી [શાસ્ત્રની પરનાલિકા પદ્ધતિ] જાણવાને તું ઈચ્છતો હો તો તારે વિવેક વડે શુભ એવી શંકરની [આદિ શંકરાચાર્યની] વાણીનો વિચાર કરવો. ॥૫૫॥

सारं गृहीत्वा संसाराल्लक्ष्यमालम्ब्य शाश्वतम् ॥
यथास्यात् सफलं जन्म तथाकुरु यथामति ॥ ५६॥

સંસારમાંથી સારનું ગ્રહણ કરી શાશ્વત (સત્ય) વસ્તુ ઉપર લક્ષ્ય કાયમ રાખી મળેલો જન્મ જેવી રીતે સફળ થાય તેવી રીતે તું યથામતિ કર. ॥ ૫૬ ॥

जरामृत्यूहि भूतानां खादितारौ वृका विव ॥
इति व्यासवचः स्मृत्वा श्रेयः साधय सत्वरम् ॥५७॥

જરા અને મૃત્યુ એ બે વૃક (નારડાં)ની પેઠે પ્રાણિમાત્રનું ભક્ષણ કરી જનાર છે. એ વ્યાસના વચનને સ્મરણમાં રાખી જેમ બને તેમ સત્વર તું તારૂં શ્રેય સાધી લે. ॥૫૭॥

किंश्रेय इति चेत्प्रश्न स्तवास्ति चित्ते चिरंतनः ॥
वदामि ते तत्समाधानं सावधानतया शृणु ॥५८॥

તારા ચિત્તમાં લાંબાકાળથી એવોજ પ્રશ્ન ઉઠયા કરતો

હોય કે "શ્રેય શું" તોપછી હું તેનુ સમાધાન કહું છું તે સાવધાનતાથી સાંભળ. ॥ ૫૮ ॥

तवहृत्कमलांतःस्थः परमात्मा सनातनः ॥
सर्वज्ञः कथयत्येव कार्यमात्रे शुभाऽशुभम् ॥५९॥

તારા હૃદય કમળમાં રહેલ સનાતન પરમાત્મા કે જે સર્વજ્ઞ છે તે કાર્યમાત્રમાં શુભાશુભની તને સૂચના કરે છે. ૫૯

शत्रुभिः कामलोभाद्यै र्यदिचेन्ना वकृष्यसे ॥
श्रेयः कर्म ण्यनंतानि भविष्यंति भवत्करात् ॥६०॥

જો તું કામ લોભ આદિ શત્રુઓવડે જ્યાં ત્યાં ઘસડાઈ નહિ જા તો અસંખ્ય શ્રેયનાં કાર્યો તારા હાથથી થશે. ॥૬૦॥

यमो वैवस्वतो देवो यस्त वैषहृदिस्थितः ॥
तेन चेत् अविवादस्ते मा गंगां माकुरून्गमः ॥ "
इति स्वयं मनुः प्राह महामान्यशिरोमणिः ॥६१॥

જે આ તારા હૃદયમાં રહેલ છે તેજ સાક્ષાત્ વૈવસ્વત (વિવસ્વાન્ મનુના પુત્ર) યમદેવ છે. તું જે કામ કર તેમાં તેની સાથે તારે વિવાદ ન થતો હોય અર્થાત્ તારા કરવાના કામમાં અંતર્યામી સંમતિ આપતો હોય અને તેની સાથે એકમત થઈ તારા હાથથી બધાં કામો થતાં હોય તો પછી

તારે પાપ ક્ષય માટે તીર્થયાત્રા કરવા ગંગા કે કુરૂક્ષેત્ર વિગેરે કોઇ સ્થળે જવાની જરૂર નથી, આ પ્રમાણે મહામાન્ય પુરૂષોમાં પણ શિરોમણિરૂપ ભગવાન્ મનુ પોતે કહે છે. ॥૬૧॥

"ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ॥
भ्रामयन् सर्वभूतानि यंत्राऽऽरूढानि मायया ॥६२॥
तमेवशरणं गच्छ सर्वभावेन भारत ॥
तत्प्रसादा त्परांशांतिं स्थानं प्राप्स्यसिशाश्वतम् ॥
इत्थंप्रियाय पार्थाय जगाद जगदीश्वरः ॥६३॥

હે અર્જુન ! ઇશ્વર સર્વ પ્રાણિમાત્રના હૃદય પ્રદેશમાં રહેલા છે અને પોતાની ( અચિંત્ય ) માયા શક્તિવડે સર્વ પ્રાણિમાત્રને જેમ કોઇ નટ યંત્રારૂઢ પૂતલીઓને નચાવે તેમ નચાવે છે ( તેની પાસે તે તે પ્રવૃત્તિ કરાવે છે ) તે સર્વાંતર્યામી પરમાત્માનેજ તું સર્વ પ્રકારે શરણે જા અને તેની કૃપાથી તું પરમશાંતિને અને શાશ્વતસ્થાનને પ્રાપ્ત થઇશ. આ પ્રમાણે પ્રિય અર્જુનને જગદીશ્વર શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે. ॥ ૬૩ ॥

धर्मात्परतरंश्रेयः किंचिन्नास्त्यत्र भूतले ॥
अतोनिश्चित्य सद्धर्मे तत्रबद्धपदोभव ॥६४॥

આ પૃથ્વીતળમાં ધર્મના જેવું બીજું કાંઈ પણ ઉત્તમ શ્રેય નથી. માટે સદ્ધર્મનો નિશ્ચય કરી તેમાં તારે સદા આરૂઢ રહેવું. ॥ ૬૪ ॥

यमार्याःक्रियमाणंहि शंसंत्यागमवेदिनः ॥
स धर्मो यंविगर्हंति तमधर्मं प्रचक्षते ॥६५॥

આગમને જાણનારા આર્ય પુરૂષો જે કાર્યને વખાણે છે તે ધર્મ અને જે નિંદે છે તે અધર્મ કહેવાય છે. ॥૬૫॥

कुलं शीलं दया दानं धर्मः सत्यं कृत ता ॥
अद्रोह इति येष्वे तत्तान् आर्यान् संप्रचक्षते ॥६६॥
[ श्लो. बे कामंदकीयनीतिसार]

કુલીનતા, શીલ, દયા, દાન, ધર્મ, સત્ય, કૃતજ્ઞપણું અને અદ્રોહ એ સઘળું જેમાં રહેલું હોય તેને આર્ય કહેવામાં આવે છે. ॥ ૬૬ ॥

आर्या अत्रस्थले यस्मा दावर्तंते पुनः पुनः ॥
मनु प्रभृतिभिस्त मा दार्यावर्तोऽय मुच्यते ॥६७॥

આ સ્થળમાં (આ દેશમાં) વારંવાર ઉપર કહેલા ગુણો વાળા આર્ય પુરૂષો ઉત્પન્ન થતા હોવાથી મનુ આદિએ આ પ્રદેશને આર્યાવર્ત એવા નામથી કહેલો છે. ॥ ૬૭ ॥

विद्वद्भिःसेवितः सद्भिर्नित्य मद्वेषरागिभिः ॥
हृदयेनाऽभ्यनुज्ञातो योधर्म स्तंनिबोधत ॥
इत्थं श्रीमनुना प्रोक्तं धर्मसामान्यलक्षणम् ॥६८॥

રાગદ્વેષ રહિત એવા વિદ્વાન્ સત્પુરૂષોએ સેવેલો અને હૃદય પણ જેમાં અભ્યનુજ્ઞા આવે છે એવો ધર્મ છે એમ તમે જાણો એમ ધર્મનું સામાન્ય લક્ષણ મનુએ કહેલું છે. ।૬૮।

स्वधर्मेनिधनं श्रेयः परधर्मो भयाऽऽवहः ॥
एवं वदति सर्वज्ञः कृपालुर्नन्दनन्दनः ॥६९॥

સ્વધર્મમાં મરણ થાય તો પણ શ્રેયસ્કર છે અને પર-ધર્મ ભયજનક છે એમ સર્વજ્ઞ કૃપાળુ કૃષ્ણ ભગવાન પણ કહે છે. ॥ ૬૯ ॥

ये वर्णाश्रमधर्माश्च कुलधर्माश्च शाश्वताः ॥
ये सार्वजनीना धर्मा स्तेषां त्यागो न शस्यते ॥७०॥

વર્ણ ધર્મ, આશ્રમ ધર્મ, અને શાશ્વત (સનાતન) ઉત્તમ કુલ ધર્મ અને બીજા પણ સાર્વજનિક ધર્મ તેનો ત્યાગ કરવો એ પ્રશસ્ય નથી. ॥ ૭૦ ॥

स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ॥

साधनं प्रभवे त्पुंसां वैराग्यादि च[illegible]ष्टयम् ॥
इत्याहुः शंकराचार्या विश्ववंद्याः कृपालवः ॥७१॥

પોતાના વર્ણાશ્રમધર્મરૂપી તપનું પાલન કરવાથી ઈશ્વર પ્રસન્ન થતાં પુરૂષોને વૈરાગ્ય આદિ સાધન ચતુષ્ટય પ્રાપ્ત થાય એમ વિશ્વવંદ્ય કૃપાળુ શ્રીશંકરાચાર્ય કહે છે. ॥ ૭૧ ॥

विशालोऽनंत शाखाऽऽढयो धर्मवृक्षः सनातनः ॥
तत्र स्वधर्मो निश्चेयो भवता शु[illegible]याधिया ॥७२॥

આ સનાતન ધર્મ વૃક્ષ બહુ વિશાળ છે અને અનંત શાખાવાળો છે માટે તેમાં તારે શુદ્ધ બુદ્ધિ વડે પોતાના ધર્મનો નિશ્ચય કરી તે પાળવાનો છે. ॥ ૭૨ ॥

"न फला दर्शना द्धर्मः शं[illegible]तव्यो वरानने ॥
यदि स्यादफलो धर्मश्चारितो धर्मदर्शिभिः ॥
अप्रातिष्ठे तमस्ये तज्जग[illegible]न्मज्जे दनिंदिते ॥"
[illegible]वमाह पवित्रात्मा [illegible]ष्णांप्रति युधिष्ठिरः ॥७४॥

(महाभारत.)

હે શ્રેષ્ટ મુખવાળી અનિંદિત દ્રૌપદી ! કદાચ ધર્મનું ફળ તરતમાં ન દેખાય તો તેથી ધર્મના સંબંધમાં શંકા લાવવી યોગ્ય નથી સૂક્ષ્મદ્દષ્ટિ વડે ધર્મને જોઇ શકનારા (ધર્મ-

ષ્ટિ) પુરૂષોએ આચરેલો ધર્મ જો ફળ વગરનો (નિષ્ફળ) હોય તો આ જગત અનંત ઉંડાણુવાળા [જેનો છેડોજ ન આવે એવા] અંધકારમાં ડૂબી જાય. આ પ્રમાણે પવિત્ર હૃદયવાળા રાજા યુધિષ્ઠિરે દ્રૌપદી પ્રત્યે કહેલું છે. ॥ ૭૪ ॥

न्यायतंत्राण्य नेकानि तैस्तैरुक्तानिवादिभिः ॥
हेत्वागमसदाचारै र्यद्युक्तं तदुपास्यताम् ॥७५॥

[ महाभा. शां. मोक्षधर्म ]

ते ते वादीओए अनेक न्याय तंत्रो कहेला छे. तेमां हेतु आगम अने सदाचार ए त्रणेयथी जे युक्त होय ते उपासवानुं ( सेववानुं ) छे. ॥ ७५ ॥

( महाभारत शांतिपर्व मोक्षधर्म )

म[illegible]व्यासा[illegible]यः शिष्टा विश्वस्य हि[illegible]चिंतकाः ॥
यद् ब्रू[illegible]स्तत्र शं[illegible]गया नाऽवकाशोऽस्ति कश्चन ।७६।

મનુ વ્યાસ વિગેરે શિષ્ટ પુરૂષો કે જેઓ સમસ્ત વિશ્વના હિતચિંતક છે. તેઓ જે કહે તેમાં શંકાનો કશો અવકાશજ નથી. ॥ ૭૬ ॥

रजस्तमोभ्यां निर्मुक्तास्तपो ज्ञानबलेनच ॥
येषां [illegible]कालममलं ज्ञान मव्याहतं सदा ॥७७॥

आप्ताः शिष्टा विबुद्धास्ते तेषां वाक्यम संशयम् ॥
सत्यं वक्ष्यंति ते कस्मा दसत्यं नीरजस्तमाः ॥
इत्याह चरकाचार्यस्तंत्रे चरकनामक ॥ ७८ ॥

રજોગુણ અને તમોગુણથી નિર્મુક્ત (નિઃશેષપણે મુક્ત થયેલા) અને તપોબળથી તથા જ્ઞાનબળથી જેઓને ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનું અવ્યાહત અખંડિત નિર્બાધ જ્ઞાન છે તેવા પુરૂષોને આપ્ત શિષ્ટ અને વિબુદ્ધ કહેવામાં આવે છે અને તેઓનાં વચન ખરેખર નિઃસંશય કેમકે તેઓ સત્યજ બોલવાના. રજોગુણનો તેમજ તમોગુણનો તેમાં અત્યંત અભાવ હોવાથી તેઓને અસત્ય બોલવાનું કશું પ્રયોજન નથી. આ પ્રમાણે ચરક નામના આચાર્યે પોતાના ચરક નામના તંત્રમાં કહેલું છે. ॥૭૮॥

श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वा चैवाऽवधार्यताम् ॥
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥७९॥

[ व्यासः महा ]

ધર્મનું સર્વસ્વ શું છે તે શ્રવણ કરો અને પછી મનન પૂર્વક નિશ્ચય કરો કે જે વાત પોતાને પ્રતિકૂળ લાગે તે બીજાઓ તરફ ન કરવી. ॥ ૭૯ ॥

( વ્યાસ, મહાભારત. )

प्रज्ञाबल बृहन्मूलः फलत्युत्साहपादपः ॥
इति माघवचः स्मृत्वा प्रज्ञोत्साहौ विवर्द्धय ॥८०॥

બુદ્ધિબળરૂપી મોટાં મૂળવાળો ઉત્સાહરૂપી વૃક્ષફળે છે આ માઘકવિનું વચન સ્મરણમાં રાખી તારે બુદ્ધિ અને ઉત્સાહ એ બે વસ્તુ જેમ બને તેમ વધારવી. ॥ ૮૦ ॥

ना कल्याणकृत्कश्चिद्दुर्गतिंतात गच्छति ॥
इति कृष्णः स्वयंप्राह तस्मात् कल्याण कृद्भव ॥८१॥

હે પ્રિય અર્જુન ? કલ્યાણ કરનાર કોઈ દિવસ દુર્ગતિને પામતો નથી. એમ શ્રી કૃષ્ણ ભગવાન્ પોતે કહે છે માટે તારે કલ્યાણ કરનારા થવું, કલ્યાણના માર્ગે જવું. ॥૮૧॥

यत्पश्यत्यवदाताधीः सोपपत्ति विचारणा ॥
न तन्नेत्रै स्त्रिभिः शर्वोनेंद्रो नेत्रशतैरपि ॥
वसिष्टः स्पष्टमित्याह तस्मात्साधय तां धियम् ॥८२॥

નિર્મળ અને યુક્તિ તથા વિચાર એ બન્નેયે સહિત એવી બુદ્ધિ જે કાંઇ જોઈ શકે છે તે શંકર ત્રણ નેત્રથી કે ઇંદ્ર સેંકડો નેત્રથી પણ જોઈ શકતા નથી એમ વસિષ્ટજી સ્પષ્ટ કહે છે માટે તું તેવી બુદ્ધિને મેળવ. ॥૮૨॥

कराल: कलिकालोऽयं तत्र कष्टेऽपि तिष्ठता ॥

भवता न परित्याज्यं धैर्यमुन्नतिकारकम् ॥८३॥

આ મહા ભયંકર કળિકાલ છે તેમાં કષ્ટમાં આવી પડ્યા છતાં પણ તારે ઉન્નતિ, કરનાર ધૈર્યનો ત્યાગ કરવો નહીં. ॥૮૩॥

वृत्तिहीनोऽपि नाऽकार्यं नदर्पं बलवानपि ॥
नदुःखितोऽपि संतापं भजते यः स पंडितः ॥
इत्थं कविवरः प्राह क्षेमेंद्रः सत्यमेवतत् ॥ ८४ ॥

જે વૃતિહીન (આજીવિકા રહિત હોય છતાં) અકાર્ય કરતો નથી બળવાન્ છતાં અહંકાર કરતો નથી. અને દુઃખિત (દુઃખીયો) છતાં સંતાપને ભજતો નથી, તે ખરેખર પંડિત છે આ પ્રમાણે કવિવર્ય ક્ષેમેંદ્ર કહે છે તે સત્ય છે. ॥૮૪॥

कृते प्रयत्ने विधिवत् फलं चेन्नोपलभ्यते ॥
न तत्र भवता कार्यो विषादः शांतिनाशकः ॥८५॥

યથાવિધિ પ્રયત્ન કર્યો છતાં તેમાંથી ફળનો લાભ ન થાય તો પછી તેમાં તારે શાંતિનો નાશ કરનાર વિષાદ (ખેદ) કરવો નહીં. ॥૮૫॥

यत्तु सम्यगुपक्रांतं कार्यमेति विपर्ययः ॥
पुमांस्तत्राऽनुपालभ्यो नैवांतरित पौरुषः ॥

नीतिशास्त्रप्रणेतैवं प्राह कामन्दको मुनिः ॥८६॥

જે કામનો સારી રીતે વિધિ પ્રમાણે આરંભ કરવામાં આવે છતાં ફળ લાભમાં વિપર્યય થઈ જાય (ધાર્યા પ્રમાણે ન ઉતરે) તો તેમાં દૈવ વડે જેનો પુરૂષાર્થ હણાઈ ગયેલો છે એવો પુરૂષ ઉપાલંભ પાત્ર નથી. (ઠબકાને પાત્ર નથી) એમ નીતિશાસ્ત્રકાર કામંદક મુનિ કહે છે. ॥૮૬॥

बलं बुद्धिश्च तेजश्च प्रतिपत्तिश्च भारत ॥
भवंति भाग्य कालेषु विपद्यंते विपर्यये ॥ ८७ ॥

(म. भार.)

બળ બુદ્ધિ તેજ અને કર્તવ્યસિદ્ધિને માટે સૂજકો એ બધું ભાગ્ય કાળમાં આવી મળે છે અને મંદ પ્રારબ્ધ હોય ત્યારે જતું રહે છે. ॥ ૮૭ ॥

(મહાભારત)

यदा विनाशो भूतानां दृश्यते कालनोदितः ॥
तदा कार्ये प्रमाद्यंति नराः कालवशं गताः ॥८८॥

(वा. रामा.)

જ્યારે પ્રાણીઓનો વિનાશ, કાળયોગે થવાનો હોય છે ત્યારે કાળને વશ થઇ ગએલાં મનુષ્યો કાર્યમાં પ્રમાદને ધારણ કરે છે. ॥ ૮૮ ॥ (વા. રા)

न कालो दंड मुद्यम्य शिरः कृंतति कस्यचित् ॥
कालस्य बलमेता वद्विपरीतार्थदर्शनम् ॥ ८९ ॥

( महा. भा. )

કાળ દંડ ઉગામી કોઇનું માથુ કાપી લેતો નથી પણ કાળનું બળ એટલુંજ છે કે તે વિપરીત અર્થને દેખાડે છે જ્યાં જેવું ન હોય ત્યાં તેવું દેખાડે છે મતલબ કે તે બુદ્ધિને ભમાવી દે છે. ॥ ૮૯ ॥

[મ. ભા.]

अयमेव सकालस्य बलात्कवलनग्रहः ॥
विदन्तोऽपि यदायांति जंतवः कृत्यमूढताम् ॥९०॥

( राजतरंगिणी. )

મનુષ્યો જાણતાં છતાં પણ કેટલેક વખતે કૃત્યમાં મૂઢ બની જાય છે તેજ કાળનો બલાત્કારથી મનુષ્યને પોતાના પંજામાં સપડાવવાનો પ્રકાર છે. ॥ ૯૦ ॥

(રાજતરંગિણી.)

इत्थं विविधशास्त्रेषु प्रोक्तं कालबलं महत् ॥

मतिमद्भिः प्रयत्नेन विधिवद्विहिता अपि ॥
क्रिया न सिद्धि मायांति विना दैवाऽवलंबनम् ॥

इति भारत मंजर्यं क्षेमेंद्रः ्विरुक्तवान् ॥ ९१ ॥

આ પ્રમાણે નોખાંનોખાં શાસ્ત્રોમાં કાળબળને સર્વનાથી મોટું ગણવામાં આવ્યું છે.

બુદ્ધિમાન્ પુરૂષોએ વિધિપૂર્વક કરેલી ક્રિયાઓ પણ દૈવના અવલંબન વિના સિદ્ધ થતી નથી એમ ભારતમંજરીમાં ક્ષેમેંદ્ર કવિ કહે છે. ॥ ૯૧ ॥

मंदाक्रांता.

अर्थानर्थक्षयभयजयान् सर्वथा वेत्ति सर्वः
श्रेयः प्राप्तुं किमपि यतते वर्जय त्येव दोषान् ॥
तद्ज्ञोऽप्यंते पतति विवशः क्लेशशोकाऽऽर्तिगर्ते ॥
प्रत्यासन्ने पतनसमये लंघने कस्यशक्तिः ॥९२॥
दशावतार चरिते पद्यमेतद्विलोक्यते ॥

( दशावतार चरित. )

અર્થ, અનર્થ, ક્ષય, ભય અને જય એ બધાંને સર્વથા સર્વ મનુષ્ય જાણે છે અને કોઇ પ્રકારે શ્રેય પ્રાપ્ત કરવાને યત્ન કરે છે અને દોષોનો ત્યાગ કરે છે છતાં પણ તે જાણનારો પુરૂષ પોતે પરવશ બની જઇ ક્લેશ શોક અને પીડાના ખાડામાં પડી જાય છે કેમકે પતન સમય જ્યારે

નજીક આવે ત્યારે તને ઉલ્લંઘન કરવાની કોની શક્તિ છે. ૯૨॥
(દશાવતાર ચરિતમાં આ પદ્ય જોવામાં આવે છે.)

आरमेतैव कर्माणि श्रांतःश्रातः पुनःपुनः ॥
कर्माण्यारममाणं हि पुरुषंश्रीर्निषेवते ॥९३॥

(મનુ.)

અતિ થાકી ગયા છતાં પણ પુનઃ પુનઃ પુરૂષે કર્મોનો આરંભ કરવો. કેમકે કર્મોના આરંભ કરનાર પુરૂષને લક્ષ્મી સેવે છે. ॥ ૯૩ ॥

(મનુ)

कोऽप्यचिंत्यो विचारोऽयं प्रारब्ध पुरुषार्थयोः ॥
बीजांकुरवदेवाऽस्तितयो रन्योन्य माश्रयः ॥९४॥

પ્રારબ્ધ અને પુરૂષાર્થનો વિચાર ખરેખર અચિંત્ય છે કોઈ રીતે તર્કમાં ન આવી શકે એવો અનિર્વચનીય છે બીજાંકુરની પેઠે તે બન્નેને અન્યોન્ય ( એક બીજાનો ) આશ્રય છે. ॥ ૯૪ ॥

बलाऽ लविशेषण त रतम्यं ‿लतयाः ॥
भोगे प्रधानं प्रारब्धं वि द्भिःपरि र्तितम् ॥
प्राधान्यं ‿रुषार्थस्य धर्मा परिपालन ॥९५॥

એ બન્નેના ફળમાં બળાબળના વિશેષવડે તારતમ્ય (ફેરફાર) હોય છે. (પ્રારબ્ધ બળવાન હોય તો પુરૂષાર્થને હઠાવી દે છે અને પુરૂષાર્થ બળવાન થઇ જાય તો પ્રારબ્ધને હઠાવી દે છે.) ભોગમાં વિદ્વાનોએ પ્રારબ્ધને પ્રધાન માનેલું છે અને ધર્મ આદિના પરિપાલનમાં પુરૂષાર્થનું પ્રાધાન્ય માનવામાં આવે છે. ॥ ૯૫ ॥

**गहना दुर्वितर्क्याच गतिः पौरुषदैवयोः**
**तथाऽपि पौरुषं सेव्यं दैवायत्तं पुनः फलम् ॥९६॥**

પ્રારબ્ધ અને પુરૂષાર્થની ગતિ ગહન અને દુર્વિતર્ક્ય છે તો પણ પુરૂષાર્થનું સેવન કરવું અને ફળ તો દૈવાધીનજ છે. ॥ ૯૬ ॥

**दैवं पुरुषकारेण दुर्बलं ह्युपहन्यते ॥**
**दैवेन चेतरत्कर्म प्रकृष्टेनोप न्यते ॥**
**इत्याह चरकाचार्य आयुर्वेदविदांवरः ॥ ९७ ॥**

દૈવ દુર્બળ (નબળું) હોય અને પુરૂષાર્થ બળવાન હોય તો તે દૈવને હઠાવી દે છે અને દૈવ બળવાન્ હોય અને પુરૂષાર્થ નિર્બળ હોય તો દૈવ પુરૂષાર્થને હઠાવી દે છે એમ આયુર્વેદના જ્ઞાતાઓમાં શ્રેષ્ઠ એવા ચરકમુનિ કહે છે. ॥૯૭॥

**यथा येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ॥**

एवं पुरुषकारेण विना दैवं न सिद्धयति ॥
याज्ञवल्क्येन मुनिनाऽप्युक्त मेवं महात्मना ॥९८॥

જેમ એક ચક્ર વડે (એક પૈડાંથી) રથની ગતિ થતી નથી તેમ પુરૂષાર્થ કર્યા વિના દૈવની સિદ્ધિ થતી નથી એમ મહાત્મા યાજ્ઞવલ્કય મુનિયે પણ કહેલું છે. ॥ ૯૮ ॥

अप्रयत्नागताः सेव्या गृहस्थैर्विषयाः सदा ॥
प्रयत्नेनोपगम्यश्च स्वधर्म इतिमेमतिः ॥
व्यासेनोक्ता व्यवस्थैषा प्रारब्ध पुरुषार्थयोः ॥९९॥

ગૃહસ્થોચે વિના પ્રયત્ને પ્રાપ્ત થતા વિષયો સદા સેવવા અને *પ્રયત્ન વડે સ્વધર્મનું પાલન કરવું એમ મારૂં મત છે એ પ્રમાણે કહી વ્યાસે પ્રારબ્ધ અને પુરૂષાર્થની વ્યવસ્થા કહેલી છે. ॥ ૯૯ ॥

उन्मेषाणा मनंतानां मनोमूलत्वदर्शनात् ॥
सुखं न सुलभं लोके मनोनिग्रह मंतरा ॥१००॥

---

* ખરેખર સ્વધર્મ સમજી પાલન થાય તો અર્થ એની મેળે પ્રાપ્ત થાય છે એમ આપસ્તંબ મુનિ કહે છે. तद्यथाऽऽम्रे फलार्थे निर्मिते छायागंधा वनूत्पद्येते एवं धर्मं चर्यमाण मर्था अनूत्पद्यंते ॥ (आपस्तंब.)

અનેક ઉન્મેષોનું (સંકલ્પ વિકલ્પ આદિનું) મૂળ મન છે એમ આપણે જોઇએ છીએ તેથી એમ લાગે છે કે મનનો નિગ્રહ થયા વીના ખરેખરૂં સુખ મળતું નથી. ॥ ૧૦૦ ॥

प्रायः प्रवृत्तिमार्गेऽस्मिन्ननेकक्लेशदर्शनात् ॥
संतोषमंतरा भूमौ क्वाऽपिनाऽऽपद्यते सुखम् ॥१०१॥

ઘણે ભાગે પ્રવૃત્તિ માર્ગમાં અનેક કલેશો દૃષ્ટિગોચર થવાથી આ જગતમાં સંતોષ વિના કયાંય પણ સુખ મળતું નથી. ॥ ૧૦૧ ॥

संतोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ॥
संतोषमूलं हि सुखं, दुःखमूलं विपर्ययः ॥
सुखस्य मूलं संतोष मित्थं प्राह मनुः स्वयं ॥१०२॥

સુખાર્થી મનુષ્યે સંતોષનું પરમ અવલંબન રાખી નિયમિત (જીતેંદ્રિય) રહેવું કેમકે સુખનું મૂળ સંતોષ છે અને અસંતોષ દુઃખનું મૂળ છે. એમ કહી શ્રી મનુ મહારાજે સંતોષને સુખનું મૂળ કહેલું છે. ॥ ૧૦૨ ॥

पातयत्युन्नतेमार्गा ज्जीवात्मान मधोगतौ ॥
तत्पातक मिति प्रोक्तं विद्वद्भिः सूक्ष्मबुद्धिभिः १०३

ઉન્નતિના માર્ગમાંથી જીવાત્માને જે અધોગતિમાં પાડે

છે લઈ જાય છે તેને સૂક્ષ્મદર્શિ વિદ્વાનો પાતક એવા નામથી કહે છે. ॥ ૧૦૩ ॥

विहितस्याऽननुष्ठाना न्निंदितस्य च सेवनात् ॥
अनिग्रहाच्चेंद्रियाणां नरः पतन मृच्छति ॥
इत्याह योगिवर्यः श्रीयाज्ञवल्क्यो महामुनिः ॥१०४॥

શાસ્ત્રમાં જે વિહિત છે ( કહેલું છે-આજ્ઞા કરેલ છે ) તેનું અનુષ્ઠાન (પાલન) ન કરવાથી શાસ્ત્રમાં જે નિંદિત છે તેનું સેવન કરવાથી અને ઇંદ્રિયોનો નિગ્રહ ન કરવાથી મનુષ્ય પતનને પામે છે ( તેનો અધઃપાત થાય છે ) એમ મુનિશ્રેષ્ઠ યોગિવર્ય યાજ્ઞવલ્કય કહે છે. ॥ ૧૦૪ ॥

पुण्यस्य फलमिच्छंति पुण्यं नेच्छंतिमानवाः ॥
न पापफल मिच्छंति पापं कुर्वंति यत्नतः ॥१०५॥
( कस्यचित् ) पुराणस्य

મનુષ્યો પુણ્યના ફળને (સુખને) ઇચ્છે છે પણ પુણ્ય કરવાની ઇચ્છા નથી રાખતા તેમ પાપના ફળને ( દુઃખને ) નથી ઇચ્છતા પણ યત્ન વડે પાપને કરે છે ( એ આશ્ચર્ય છે. ) ॥ ૧૦૫ ॥

पपान्निवर्त्य हृदयं क्रमेण शुभवासनाम् ॥

विवर्द्धय प्रयत्नेन श्रेयःसिद्धिर्यतो भवेत् ॥१०६॥

પાપમાંથી હૃદયને પાછું વાળીને ક્રમે કરી પ્રયત્ન વડે તું શુભવાસનાની વૃદ્ધિ કર જેને લીધે શ્રેયની સિદ્ધિ થાય. ૧૦૬

क्रमेणाऽपचितादोषाः क्रमेणोपचिता गुणाः ॥
नाऽऽप्नुवंति पुनर्भावमप्रकंप्या भवंति च ॥१०७॥

( अष्टांग हृदय वाग्भट्ट )

ક્રમ વડે કરીને ઘટેલા દોષો ફરીવાર ઉદ્ભવતા નથી તેમ ક્રમે કરી વૃદ્ધિ પામેલા ગુણો બહુ દૃઢ અને સ્થિર—નિશ્ચલ થાય છે. ॥ ૧૦૭ ॥ (અષ્ટાંગહૃદય વાગ્ભટ્ટ.)

श्रद्धया साध्यते धर्मो महद्भिर्नार्थराशिभिः ॥
अकिंचना हि मुनयः श्रद्धावंतो दिवं गताः ॥१०८॥

( इतिहाससमुच्चय )

ધર્મ શ્રદ્ધાવડે સિદ્ધ થાય છે તેમા મ્હોટા દ્રવ્યના ઢગલાઓની જરૂર નથી કેમકે અકિંચન મુનિઓ પૂર્વ કાળમાં શ્રદ્ધાવડે સ્વર્ગને પ્રાપ્ત થતા હતા. ॥ ૧૦૮ ॥

(ઇતિહાસ સમુચ્ચય.)

अशक्तिर्यदि चेद्दैवाद्भवतः पुण्यकर्मसु ॥
तदा तु पातकेभ्यस्त्वं चेतोवृत्तिं निवर्तय ॥१०९॥

यतः फलति सर्वोऽपि क्रिया पातक मंतर ॥
लोकप्रासे ो न्यायोऽयं सिद्धः शास्त्रैश्च युक्तिभिः ॥

કદાચ કોઈ એવા અનિવાર્ય દૈવ યોગને લીધે પુણ્ય કર્મો કરવાને તું અશક્ત હો તો પછી (બીજું કાંઈ ન બની શકે તેવું હોય તો પછી) તારે તારી ચિત્ત વૃત્તિને પાપોથી પાછી વાળવી કેમકે સર્વ ક્રિયા પાતક વિના ફળ આપે છે (विना पापं सर्वं फलति) આ ન્યાય લોક પ્રસિદ્ધ છે અને શાસ્ત્રોવડે તથા યુક્તિવડે પણ સિદ્ધ છે. ॥ ૧૧૦ ॥

यात्यधोऽधो व्रजत्युच्चैर्नरः स्वैरेव कर्मभिः ॥
कूपस्य खनिता यद्वत् प्राकारस्य च कारकः ॥१११॥

( पंचतंत्र. )

મનુષ્ય પોતાનાં કર્મો વડેજ ઉચ્ચ ગતિને અને અધો ગતિને પ્રાપ્ત થાય છે. જેમ કે કુવો ખોદનારો તેવાં પોતાના કર્મને લીધે નીચે ઉતરતો જાય છે અને મહેલ ચણનારો પોતાનાં તેવાં કર્મને લીધે ઉંચે ચઢતો જાય છે. ॥ ૧૧૧ ॥

शुभाशुभाभ्यां मार्गाभ्यां वहंती वासनासरित् ॥
पौरुषेण प्रयत्नेन योजनीया शुभे पथि ॥११२॥

( योगवासि. )

શુભ અને અશુભ એવા બે પ્રકારના માર્ગે વડે (બે પ્રવાહથી) વહેતી એવી વાસનારૂપી નદી પોતાના પુરૂષપ્રયત્ન વડે શુભ માર્ગમાં જોડી દેવી. (વાસના નદીનો અશુભ પ્રવાહ બંધ કરી તેનો શુભ પ્રવાહ ચાલુ રહે તેમ થવામાંજ પુરૂષ પ્રયત્ન કરવાનો છે.) ॥ ૧૧૨ ॥ [ યોગવાસિષ્ઠ ]

सुखस्य लाभस्तावान् स्यात् यावती स्यात् स्वतंत्रता॥
पारतंत्र्यं पुनर्यत्र तत्र दुःखं विलोक्यते ॥ ११३ ॥

જેટલે અંશે (જેટલી) સ્વતંત્રતા તેટલોજ (તેટલે અંશે) સુખનો લાભ થવાનો અને જ્યાં પારતંત્ર્ય ત્યાં તેટલું દુઃખ દૃષ્ટિગોચર થાય છે. ॥ ૧૧૩ ॥

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ॥
एताद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥
इति प्रोवाच सर्वज्ञो महामान्यो मनीषिणाम् ॥११४॥

સર્વ પરવશ દુઃખરૂપ છે અને સર્વ પોતાની સ્વાધીનતામાં હોય તે સુખરૂપ છે સંક્ષેપથી આ પ્રમાણે સુખદુઃખનું લક્ષણ જાણવું એમ વિદ્વાનોને મહામાનનીય એવા સર્વજ્ઞ મનુ કહે છે. ॥ ૧૧૪ ॥

उदरंभरितामात्राद्यपि चेत् कृतकृत्यता ॥
श्वकाकादेरपि तदा कृतकृत्यत्वसंभवः ॥ ११५ ॥

જો માત્ર પોતાનુંજ પેટ ભરવાથી જગતમાં કૃતકૃત્યતા થતી હોત તો પછી કુતરાં કાગડા વિગેરે પણ પોતાનું પેટ ભરનારા હોવાથી તેઓ પણ કૃતકૃત્ય હોવાનો સંભવ છે. ૧૧૫

भवांश्चेदार्यदेशीयः स्वदेशाऽऽद्यभिमानवान् ॥
तदा कार्या त्वया प्रीति रार्यविद्याऽऽर्यधर्मयोः ॥११६॥

જો તારો નિવાસ આર્ય દેશમાં હોય અને તું સ્વદેશ આદિનું અભિમાન ધરાવતો હોય તો તારે આર્યવિદ્યા અને આર્યધર્મ એ બન્ને ઉપર પ્રીતિ રાખવી. ॥ ૧૧૬ ॥

स्वदेशकुलजात्यादेरभिमानं त्यजंति ये ॥
देहाऽभिमानसत्वेऽपि वंद्यास्ते दूरतोबुधैः ॥११७॥

જે પુરૂષો દેહાભિમાન છતાં પોતાનો દેશ પોતાનું કુળ અને પોતાની જાતિ એ આદિનું અભિમાન છોડી દે છે તે પુરૂષો ડાહ્યા માણસે દૂરથીજ વંદનીય છે. ॥ ૧૧૭ ॥

येनाऽनुभूतं यद्दुःखं वेत्त्यस वेव तद्व्यथाम् ॥
दग्धांग एव जानाति दुःसहां दाहवेदनाम् ॥११८॥

જે પુરૂષે જે દુઃખનો અનુભવ કર્યો હોય તેની વ્યથાને (વેદનાને) તે પુરૂષજ જાણી શકે છે. જેનું અંગ બળ્યું હોય તેજ માણસ દાહથી થતી દુઃસહ વેદનાને જાણી શકે છે. ॥ ૧૧૮ ॥

सन्निकर्षोऽत्र मर्त्यानामनादरणकारणम् ॥
गाङ्गाहित्वा यथाऽन्यांभस्तत्रत्यो याति मुक्तये ॥११९॥
( साहित्य. )

ઘણો સન્નિકર્ષ [સહવાસ-સંબંધ-વિગેરે] મનુષ્યોના અનાદરનું કારણ થઇ પડે છે. ગંગાને કિનારે નિવાસ કરી રહેલો માણુસ મુક્તિને માટે ગંગાજીને છોડી બીજે સ્થલે યાત્રાર્થે જાય છે. ॥ ૧૧૯ ॥ [સાહિત્ય]

जनः क्षणमपि स्थातुं यं विना न क्षमो भवेत् ॥
सुलभस्याऽस्य वायोस्तु को विजानात्यमूल्यताम् ॥

જેના વગર મનુષ્ય ક્ષણ વાર પણ રહી શકતો નથી એવો વાયુ છે છતાં તે સુલભ હોવાથી તેની અમૂલ્યતાને કોણ જાણે છે. ॥ ૧૨૦ ॥

प्रायः क्रमोऽयं विश्वस्य मोहो दुष्प्राप्यवस्तुनि ॥
तथाऽपि विरलाः संति कचित्सत्यपरीक्षकाः ॥१२१॥

ઘણે ભાગે જગતનો ક્રમજ એવો છે કે દુષ્પ્રાપ્ય વસ્તુમાં લોકોને મોહ થાય છે છતાં પણ સત્યની પરીક્ષા કરનારા વિરલ [ કોક કોક ] નરોહજી ક્યાંક [ ક્વચિત્ ] છે ખરા. ॥ ૧૨૧ ॥

जंतूनां रुचिवैचित्र्यं भोजनादौ यथा तथा ॥
सर्वत्रैव क्रियामात्रे नाऽश्चर्यमिह किंचन ॥१२२॥

જેમ ભોજન આદિમાં મનુષ્યોની રૂચિ ભિન્ન ભિન્ન હોય છે તેમ ક્રિયા માત્રમાં રૂચિની વિચિત્રતા રહેલી છે એમાં કશું આશ્ચર્ય નથી. ॥ ૧૨૨ ॥

नाऽस्ति कश्चिदुपायोऽत्र यः सर्वपरितोषकृत् ॥
अतस्तद्वासनां त्यक्त्वा स्वकीयं हित माचर ॥१२३॥
विद्यते न खलु कश्चिदुपायः सर्वलोकपरितोषकरोयः॥
( जीवन्मुक्ति. )

જગતમાં એવો કોઇ ઉપાયજ નથી કે જે સર્વને પરિતોષ કરનારો હોય. માટે એવી ખોટી વાસનાને છોડી તારૂં પોતાનું હિત જેમાં રહ્યું હોય તે તું કર. ॥ ૧૨૩ ॥

એવો કોઇ ઉપાયજ નથી કે જે સર્વ લોકોને સંતોષ જ ઉત્પન્ન કરે. ( જીવન્મુક્તિ વિવેક )

शिक्षणालयमस्त्येतद्विश्वमीश्वरनिर्मितम् ॥
यस्मिन् प्रायः परीक्ष्यंते प्राणिनो विविधैः क्रमैः॥१२४॥

આ જગત ઇશ્વરની રચેલી એક શિક્ષણ શાળા છે. જેની અંદર ઘણોભાગે બધાં પ્રાણિઓની જુદા જુદા ક્રમો

વડે પરીક્ષા ( કસોટી ) કરવામાં આવે છે ॥ ૧૨૪ ॥

शरीरमनसोः श्रेष्ठं बलं येष्ववतिष्ठते ॥
गुणवत्त्वंच विद्वत्त्वं तेषां स्यान्न्न मुन्नतिः ॥१२५॥

જેઓની અંદર શરીરનું અને મનનું બળ રહ્યું હોય તેમજ સદ્‌ગુણો અને વિદ્વત્તા એ બન્નેપણ રહેલાં હોય તેની અવશ્ય ઉન્નતિ થાય છે ॥ ૧૨૫ ॥

चतुर्णां बलमेतेषां यावन्नैवाऽऽप्नुयात स्थितिम् ॥
तावदभ्युदयस्याशा मृषा मृगजलादिव ॥१२६॥

જ્યાંસુધી આ ઉપરની ચાર વસ્તુનું બળ ( શરીર બળ ૧ મનોબળ ૨ સદ્‌ગુણો ૩ વિદ્વતા ૪) એની સ્થિતિ બરાબર ન હોય ત્યાંસુધી અભ્યુદયની આશા રાખવી એવાત ઝાંઝવાના જળ જેવી સાવ ખોટી છે ॥ ૧૨૬ ॥

एतदेव परं द्रव्यं सर्वदेशस्य सर्वथा ॥
लोकोत्तरप्रभावाणाम् उद्भवो यन्महात्मनाम् ॥१२७॥

આખા દેશનું સર્વથા સત્ય ( ખરૂં ) દ્રવ્ય એજ છે કે તેમાં લોકોત્તર પ્રભાવવાળા. મહાત્માઓનો જન્મ થાય ॥૧૨૭॥

विद्यावतां गुणवतां समर्थानां विवेकिनाम् ॥
सतां महाप्रभावाणां जन्म देशस्य भूतये ॥१२८॥

વિદ્યાવાળા ગુણવાળા મહાસમર્થ વિવેક વાળા અને મહાપ્રભાવ યુક્ત એવા મહાત્માઓનો જન્મ થાય તે આખા દેશની આબાદીને માટે છે ॥ ૧૨૮ ॥

ईर्ष्याऽहंकारमात्सर्यद्वेषदंभाऽऽदिसेविनाम् ॥
क्षुद्राशयानां जंतूनां जन्म देशस्य हानये ॥१२९॥

ઇર્ષ્યા અહંકાર, માત્સર્ય દ્વેષ અને દંભ એ આદિ દુર્ગણોને સેવનારા તથા ક્ષુદ્ર આશય વાળા ( હલકામનના) માણુસોનો જન્મ દેશની હાનિને માટે થાય છે ॥ ૧૨૯ ॥

विहीना बलबुद्धिभ्यां मूर्खाः पंडितमानिनः ॥
पुरुषा यत्र देशे स्युः स देशो दुःखभाजनम् ॥१३०॥

બળ અને બુદ્ધિ એ બન્નેથી રહિત મૂર્ખ અને પંડિતપણાનું અભિમાન રાખનારા પુરૂષો જે દેશમાં પેદા થાય તે દેશ દુઃખનું પાત્ર (દુઃખ ભોગવનાર ) થાયછે. ॥ ૧૩૦ ॥

अलसै र्बुद्धि[illegible]नैश्च निर्बलैः स्वार्थतत्परैः ॥
निर्विद्यै र्नि[illegible]णै र्लोकै र्न देशोदयसंभवः ॥१३१॥

આલસ્યવાન્ (આળસુ) બુદ્ધિ વગરના નિર્બળ (નબળા) કેવળ સ્વાર્થ પરાયણ અને વિદ્યાવગરના એવા પુરૂષોથી કદી પણ દેશનો ઉદય થવાનો સંભવ નથી. ॥ ૧૩૧ ॥

संहतिर्विक्रमः सत्यं सद्विद्या सन्मतिर्बलम् ॥
निश्चयो नित्य मुद्योगे येषां तेषां समुन्नतिः॥१३२॥

સંપ પરાક્રમ સત્ય સદ્દવિદ્યા સારીબુદ્ધિ, બળ, અને નિરંતર ઉદ્યોગને વિશે નિશ્ચય એ બધુ જેમાં રહેલુ હોય. તેઓનો અભ્યુદય થાય છે. ॥ ૧૩૨ ॥

सर्वोऽभ्युदयमाशास्ते सुखंसर्वोऽपि वांछति ॥
तथाऽपि साधनाभावे साध्यसिद्धेरसंभवः ॥ १३३ ॥

બધા લોકો અભ્યુદયની આશા રાખે છે. અને સુખને પણ સહું ઇચ્છે છે પરંતુ સાધનોને અભાવે સાધ્ય વસ્તુની સિદ્ધિનો અસંભવ છે. ॥ ૧૩૩ ॥

योग्या ारविहाराभ्यां योग्यया वीर्यरक्षया ॥
मनसः संप्रसादाच्च वर्द्धते वपुषो बलम् ॥ १३४ ॥

યોગ્ય આહાર વિહારવડે યોગ્ય વીર્ય રક્ષાવડે અને મનની સુપ્રસન્નતાવડે શરીરબળ વૃદ્ધિ પામે છે. ॥ ૧૩૪ ॥

सन्मार्गनिष्टा सत्संगः स्वधर्मपरिपालनम् ॥
देवे दैवे च विश्वासः सिद्धयत्येतैर्मनोबलम् ॥१३५॥

સન્માર્ગમાંનિષ્ટા, સત્સંગતિ, સ્વધર્મનું પરિપાલન, અને

પરમેશ્વર ઉપર તથા દેવ ઉપર વિશ્વાસ એટલાથી મનોબળ સિદ્ધ થાય છે. ॥ ૧૩૫ ॥

कुलक्रमागताः प्रायो गुणाः स्वाभाविकामताः ॥
तथाऽपि बीजसत्वेतु ते वृद्धिं यांति यत्नतः ॥१३६॥

ધણેભાગે કુળક્રમથી આવેલા વારસામાં ઉતરેલા ગુણો સ્વાભાવિકજ હોય છે તથાપિ જો તેનાં બી હૃદય ભૂમિમાં હોય તો તે યત્ન વડે વધે છે. ॥ ૧૩૬ ॥

गुणिनां सहवासेन सुदृढा द्वासनाबलात् ॥
यत्नान्निश्चयपूर्वाच्च सद्गुणप्राप्तिसंभवः ॥ १३७ ॥

સદ્ગુણી પુરૂષોના સહવાસવડે અતિ દૃઢ એવી વાસનાના બળથી અને નિશ્ચય પૂર્વક એવા યત્નથી સદ્ગુણોની પ્રાપ્તિનો સંભવ છે. ॥ ૧૩૭ ॥

विवेकाच्च विमर्शाच्च सद्धर्मस्य च सेवनात् ॥
विद्यावतां कुलीनानां विद्वताप्राप्तिसंभवः ॥१३८॥

જેઓએ સદ્વિધા મેળવી હોય અને પોતે કુલીન હોય તેવાઓને વિવેકથી વિચારથી, અને સદ્ધર્મના સેવનથી વિદ્વત્તાની પ્રાપ્તિનો સંભવ છે ॥ ૧૩૮ ॥

मानिता पूर्वकालीनैः सार्वभौमै नृपोत्तमैः ॥

मानिता विश्ववंद्यैश्च पवित्रैः परमर्षिभिः ॥१३९॥
भाषानामपि सर्वासां मातृरूपा सनातनी ॥
गीर्वाणवाणी कालेन शिथिलत्वं गताऽधुना ॥१४०॥

પૂર્વ કાળના સાર્વભૌમ ( ચક્રવર્તી ) ઉત્તમ રાજાઓએ માનેલી તેમજ સમગ્ર જગતને વંદનીય એવા પવિત્ર મહર્ષિઓએ વૃદ્ધિ પમાડેલી તથા સર્વ ભાષાઓની માતા રૂપ એવી સનાતન ગીર્વાણ ભાષા (સંસ્કૃત ભાષા) કાળે કરીને હમણાં શિથિલતાને પ્રાપ્ત થઇ ગયેલી છે. ॥ ૧૪૦ ॥

पूर्वं गीर्वाणभाषाया आसीदभ्युदयो महान् ॥
तदा भारतवर्षस्याऽप्यासीदुन्नत्ति रुत्तमा ॥ १४१ ॥

પૂર્વકાળમાં સંસ્કૃત ભાષાનો મ્હોટો અભ્યુદય હતો અને તે સમયે આ ભારતવર્ષની પણ ઉત્તમ ઉન્નતિ હતી ૧૪૧

जलेस्थलं यः कुरुते स्थलेच कुरुते जलम् ॥
तस्मै नमः स्वतंत्राय कालरूपाय विष्णवे ॥१४२॥

જળમાં જે સ્થળ કરી મૂકે છે અને સ્થળમાં જળ કરી દેછે. એવા સ્વતંત્ર કાળરૂપી ભગવાનને નમસ્કાર ॥૧૪૨॥

अयं निरवधिः कालो रत्नमाताच भूरियम् ॥
न दूरेऽभ्युदयो नूनं मत्कूले विधातरि ॥ १४३ ॥

આ કાળ નિરવધિ ( અનંત ) છે. અને આ પૃથ્વી પણ રત્નની માતા ગણાય છે. એટલે પછી વિધાતા અનુકૂળ હોય તો અભ્યુદય કાંઇ દૂર નથી ॥ ૧૪૩ ॥

शार्दूल.

वज्राद्वज्रकृतं भयं विरमति श्रीः पद्मरागाद्भवे
न्नानाऽऽकारमपि प्रशाम्यति विषं गारुत्मतादश्मनः॥
एकैकं क्रियते प्रभावनियमात्कर्मेति रत्नैः परं
पुंरत्नैः पुनरप्रमेयमहिमोन्नद्धैर्न किंसाध्यते ॥१४४॥

( राजतरंगिणी. )

વજ્ર નામના રત્નથી ( વજ્ર મણિથી ) વજ્રનું ભય વિરામ પામી જાય છે પદ્મરાગ નામના મણિથી લક્ષ્મી પ્રાપ્ત થાય છે અને ગારૂત્મત નામના મણિથી ( ગરૂડમણિથી ) જુદી જુદી જાતનાં વિષ ( ઝેર ) શાંત પડી જાય છે એવી રીતે આ બધાં રત્નો પોતાના પ્રભાવના નિયમથી એક એક કામ કરે છે. તો પછી અપ્રમેય (પ્રમાણમાં ન આવે એવા) મહિમા વડે ભરેલાં એવા પુરૂષ રત્ન શું ન કરી શકે ? અર્થાત્ તેઓ બધું કરી શકે ॥ ૧૪૪ ॥

ब्राह्मणानां तथा राज्ञा मन्येषां चाऽप्य नेकधा ॥

येधर्मावर्णिताः शास्त्रे, ते तु प्रायः शुभावहाः ॥१४५॥

બ્રાહ્મણોના રાજાઓના તથા બીજાઓના પણ ધર્મો શાસ્ત્રમાં અનેક પ્રકારે વર્ણવેલા છે કે જેઓ ઘણેભાગે શુભ કરનારા છે ॥ ૧૪૫ ॥

तपःश्रुतंच जातिश्चेत्येतद् ब्राह्मणकारकः ।
तपः श्रुताभ्यां हीनस्तु जातिब्राह्मणएवसः ॥
एवमाह महाभाष्ये मुनिश्रेष्टः पतंजलिः ॥१४६॥

તપ વિદ્યા ( શાસ્ત્રજ્ઞાન ) અને જાતિ એ ત્રણ ( બ્રાહ્મણતાને કરનારાં છે તપ અને વિદ્યાથી ( શાસ્ત્રજ્ઞાનથી ) જે રહિત હોય અને બ્રાહ્મણના કુળમાં જન્મ્યો હોય તો તે જાતિબ્રાહ્મણ કહેવાય આ પ્રમાણે મહાભાષ્યમાં મુનિશ્રેષ્ટ પતંજલિ મુનિયે કહેલું છે. ॥ ૧૪૬ ॥

( शिखरिणी. )

क्षमासत्यं शान्तिस्तरुणकरुणं यस्यचमनः ॥
स शूद्रो विप्रत्वं प्रगुणगुणसंगेन लभते ॥
द्विजोऽपि व्यर्थात्मा गुणविरहितः शूद्रसदृशः ॥
कृतैः कंठे विप्र स्त्रिगुणगुणसूत्रैर्न भवति ॥१४७॥

( क्षेमेंद्र कविः )

જેમાં ક્ષમા હોય, સત્ય હોય, અને દયાવડે હૃદય કોમળ હોય તેવો શૂદ્રપણ ઉત્તમ ગુણ સમૂહના યોગવડે વિપ્રતાને મેળવે છે અને દ્વિજાતિ હોય છતાં ઉપરના ગુણથી રહિત હોય છે. તેનું જીવન વ્યર્થ છે કેમકે કંઠમાં ત્રણ તાંતણા વાળી જનોઇ માત્ર ધારણ કરવાથી વિપ્ર થવાતું નથી. ॥ ૧૪૭ ॥

( ક્ષેમેંદ્ર કવિ )

प्रजाकार्ये सक्तिः श्रवणमभिभूताऽऽर्त वचसाम्
स्पृहा कामक्रोधप्रमदमदमानव्युपरमे ॥
क्षितेः कायस्थेभ्यः कृपणजनरक्षा प्रतिदिनं
गुणाऽऽसंगः श्रेयानय मुदयलक्ष्म्याः क्षितिभृताम् ॥

( क्षेमेंद्र )

પ્રજાના કાર્યમાં આસક્તિ, પરાભવ પામેલા આર્ત પુરૂષોના વચનોનું શ્રવણ કામક્રોધ હર્ષ મદમાન વિગેરેને નિવૃત્ત કરવાની ઇચ્છા અને જમીનની માપણી કરનારાઓ પાસેથી કે કારકુન વિગેરે અનુચર વર્ગ પાસેથી દીનજનોનું રક્ષણ કરવું ( તેવા માણસો લાંચ રૂસવત વિગેરેથી ગરીબને પીડે નહીં તેવી સંભાળ રાખવી. ) આ બધા ગુણોનો સંબંધ રાજાઓને ઉદયલક્ષ્મી આપનારો અને બહુ શ્રેયસ્કર છે. ॥ ૧૪૮ ॥

( ક્ષેમેંદ્રકવિ ).

तद्विषयकः शास्त्रे विचारो दृश्यते महान् ॥
यथाऽधिकजिज्ञासा तैस्तु तत्राऽवलोक्यताम्॥१४९॥

આ વિષયમાં ( જૂદી જૂદી વ્યક્તિઓના જૂદા જૂદા ધર્મોના સંબંધમાં ) શાસ્ત્રમાં બહુ વિચાર જોવામાં આવે છે. અહીં વિસ્તારના ભયથી બહુ નથી લખ્યું જેને વધારે જીજ્ઞાસા હોય તેણે તે તે સ્થળે શાસ્ત્રોમાં જોઇ લેવું. ॥ ૧૪૯ ॥

आलस्यसदृशः शत्रुः कोऽपिनाऽस्ति धरातले ॥
जनो यस्य वशीभूतो जायते निष्पराक्रमः ॥१५०॥

આ પૃથ્વીમાં આલસ્યના જેવો માણસનો બીજો કોઈ શત્રુ નથી. કેમકે મનુષ્ય તેના પંઝામાં સપડાવાથી પરાક્રમ રહિત બની જાય છે. ॥ ૧૫૦ ॥

आलस्यं यदिनभवेज्जगत्यनर्थः ॥
को नस्या द्बहुधनको बहुश्रुतोवा ॥
आलस्यादियमवनिः ससागरांता ॥
संपूर्णा नरपशुभिश्च निर्द्धनैश्च ॥ १५१ ॥
( योगवासिष्ट )

આ જગતમાં જો આલસ્યરૂપ અનર્થ ન હોય તો કોણ બહુ ધનવાન્ અને બહુશ્રુત ન થાય પરંતુ કેવળ આલ-

સ્યને લીધેજ સાગર પર્યંત આ આખી પૃથ્વી નર પશુઓથી અને નિર્ધનોથી ભરપૂર ભરેલી છે. ॥ ૧૫૧ ॥

( યોગવાસિષ્ટ )

ज्ञानस्य साधनैः सिद्धि र्न सिद्धिर्ज्ञान वार्तया ॥
विनेंधनादियोगेन न पाको जायते क्वचित् ॥१५२॥

જ્ઞાનની સિદ્ધિ સાધનો વડે થાય છે પણ જ્ઞાનની વાર્તા વડે થતી નથી. ઈંધન (કાષ્ટ) આદિ સાધનના યોગવિના કોઇ કાલે કે કોઈ જગોયે પાક (રસોઇ) થતો નથી. ॥૧૫૨॥

आशावैवश्यविरसे चित्ते संतोषवर्जिते ॥
म्लाने वक्त्र मिवाऽऽदर्शे न ज्ञानं प्रतिबिंबाति ॥१५३॥

( सांख्य प्रवचन भाष्य )

આશાઓ વડે પરાધીન થઈ જવાથી વિરસ ( રસ વગરનાં) થઇ ગયેલાં સંતોષ રહિત ચિત્તમાં જેમ મેલા (મલિન) અરીસામાં મોઢાંનું પ્રતિબિંબ ન પડે તેમ જ્ઞાનનું પ્રતિબિંબ પડતું નથી. ॥ ૧૫૩ ॥

( સાંખ્ય પ્રવચન ભાષ્ય )

बुद्धिसौक्ष्म्यं विनाज्ञानं नैवाऽतींद्रियवस्तुनः ॥
न सिध्येत् सूक्ष्मता बुद्धेर्विनायोगं कथंचन ॥१५४॥

वृत्तिप्रवाहै विविधै श्चित्तं यावन्मलीमसम् ॥
मलिनाऽऽदर्शवत्तावन्नज्ञानप्रतिबिंबनम् ॥ १५५ ॥

બુદ્ધિની સૂક્ષ્મતા વિના અતીંદ્રિય વસ્તુનું (જ્યાં ઇંદ્રિયો ન પહોંચી શકે તેવી વસ્તુનું–પરમાત્મા વિગેરેનું) જ્ઞાન થઈ શકતુંજ નથી અને બુદ્ધિની સૂક્ષ્મતા યોગવિના સિદ્ધ થતી નથી. જ્યાં સુધી નોખા નોખા વૃત્તિના પ્રવાહો વડે ચિત્ત મલિન હોય છે, ત્યાં સુધી મેલા અરીસાની પેઠે (મેલા અરીસામાં જેમ સામી વસ્તુનું પ્રતિબિંબ ન પડે તેમ) જ્ઞાનનું પ્રતિબિંબ નથી પડતું. ॥ ૧૫૫ ॥

वैराग्यात् प्रबलात्तद्वत् दृश्यमिथ्यात्वनिश्चयात् ॥
यदैवोपरतिः सिद्धे त्तदाज्ञानस्य संभवः ॥१५६॥

પ્રબળ એવાં વૈરાગ્યથી તેમજ દૃશ્ય વસ્તુ માત્રના મિથ્યા પણાના નિશ્ચયથી જ્યારે ઉપરામ સિદ્ધ થાય ત્યારે જ્ઞાનનો સંભવ છે. ॥ ૧૫૬ ॥

प्रोक्तं वेदान्तशास्त्रेषु यत्साधनचतुष्टयम् ॥
तदस्य ज्ञानमार्गस्य पूर्वं सोपान मुच्यते ॥
श्रवणादि त्रयंपश्चात्साधनं समुदाहृतम् ॥ १५७ ॥

વેદાંત શાસ્ત્રમાં જે સાધન ચતુષ્ટય ( વિવેક, વૈરાગ્ય,

શમ દમાદિ સાધન સંપત્તિ, અને મુમુક્ષુતા) કહેવામાં આવે છે. તે આ જ્ઞાનમાર્ગનું પહેલું પગથીયું કહેવાય છે. તેમજ શ્રવણ મનન અને નિદિધ્યાસન એ ત્રણ તે પછીના સાધન ગણવામાં આવે છે. ॥ ૧૫૭ ॥

जन्मांतरशताभ्यस्ता राम संसारसंस्थितिः ॥
सा चिराभ्यासयोगेन विना न क्षीयते क्वचित् ॥१५८॥

( योगवा )

હે રામ! સેંકડો જન્મોના અભ્યાસથી હૃદયમાં આરૂઢ થઈ ગયેલી ( ચોટી ગયેલી ) આ સંસારસ્થિતિ સંસારિક વાસના લાંબાકાળના અભ્યાસયોગવિના કોઈ દિવસ ક્ષીણ થતી નથી. ॥ ૧૫૮ ॥ યોગવા.

सहस्रेभ्यः सहस्रेभ्यः कश्चिदुत्थाय वीर्यवान् ॥
भिनत्ति वासनाजालं केसरी पंजरं यथा ॥१५९॥

[ योगवा ]

હજારોમાંથી કોઈકજ એવો વીર્યવાન્ વીરનર પેદા થાય છે કે જે કેસરી સિંહ જેમ પાંજરાંને ભેદી નાખે તેમ વાસનાજાળને ભેદી નાખે છે. ॥ ૧૫૯ ॥

लोकवासनया जंतोः शास्त्रवासनयाऽपि च ॥

देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥ १६० ॥

[ जीवन्मुक्ति (यो० वा० )

માણુસને લોક વાસનાવડે શાસ્રવાસનાવડે અને દેહ વાસનાવડે ખરેખરૂં બરાબર જ્ઞાનજ થતું નથી. ॥ ૧૬૦ ॥

( જીવન્મુક્ત. યોગવા. )

कोहिजन्मसहस्रोत्थां वासनाऽभ्यासजांनिजाम् ॥
प्रीतिं वारयितुं शक्तो ललनाधनबंधुषु ॥ १६१ ॥

[ भारतमंजरी ]

હજારો જન્મોથી લાગુ પડેલી અને વાસનાના અભ્યાસથી પેદા થયેલી સ્રી, ધન, બંધુ આદિવીશેની પોતાની પ્રીતિને નિવારણુ કરવાને કોણુ સમર્થ છે. ॥ ૧૬૧ ॥

[ભારતમંજરી]

न स्थिता कोटरे यस्य तृष्णाकृष्णभुजंगमी ॥
तस्य प्राणाऽनिलाः स्वस्थाः पुंसोहृदयरंध्रगाः॥१६२॥

[ यो० वा० ]

જેના હ્રદયરૂપી બખોલમાં તૃષ્ણારૂપી કાળી નાગણુ ભરાઇ પેઠી નથી તે પુરૂષના હ્રદયરંધ્રમાં રહેલા પ્રાણુવાયુ હમ્મેશાં સ્વસ્થ હોય છે. ॥ ૧૬૨ ॥ યોગવાસિષ્ઠ.

ईश्वराऽनुग्रहादेषा पुंसा मद्वैतवासना ॥
महाभयकृतत्राणा द्वित्राणां यदि जायते ॥१६३॥

[ खंडन खंड खाद्य ]

મહા ભયથી જીવનું રક્ષણ કરનારી આ અદ્વૈત વાસના ઇશ્વરના અનુગ્રહથી બે ત્રણને જો થાય તો થાય છે. (અર્થાત તે ઘણા થોડા માણસને થાય છે. ) ॥ ૧૬૩ ॥

[ખંડન ખંડ ખાદ્ય]

अमानित्वाऽऽदिनिष्ठोयो यश्चाऽद्वेष्ट्रादिसाधनः ॥
ज्ञानमुत्पद्यते तस्य न बहिर्मुखचेतसः ॥ १६४ ॥

[सुरेश्वराचार्य–नैष्कर्म्यसिद्धि]

જે પુરુષ [1]અમાનિત્વ આદિ ધર્મોમાં નિષ્ઠાવાળો હોય છે અને [2]અદ્વેષ્ટૃત્વ આદિ સાધનવાળો હોય છે. તેને જ્ઞાન ઉત્પન્ન થાય છે પણ બહાર ભટકતાં ચિત્તવાળાને જ્ઞાન થતું નથી. ॥ ૧૬૪ ॥

[ નૈષ્કર્મ્ય સિદ્ધિ ].

---

१ अमानित्व मदंभित्व माहिंसा क्षांतिरार्जवम् ॥ ઇત્યાદિ
ભગવદ્ગીતા અ૦ ૧૩–શ્લોક ૭ થી ૧૧ સુધી.

२ अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ઇત્યાદિ.
ભગવદ્ગીતા અ૦ ૧૨ શ્લોક ૧૩ થી ૨૦ સુધી અધ્યાય પૂર્ણ.

कर्माधिकारिणां कर्म भक्तिर्भक्त्यधिकारिणाः ॥
ज्ञानाऽधिकारिणां ज्ञानं व्यवस्थैषाऽस्ति वास्तवी १६५

કર્મના અધિકારી પુરૂષો માટે કર્મ છે ભક્તિના અધિકારી માટે ભક્તિ છે અને જ્ઞાનાધિકારી માટે જ્ઞાન છે. આ પ્રમાણે શાસ્ત્ર વ્યવસ્થા વાસ્તવિક છે ॥ ૧૬૫ ॥

अधिकारिणमाशास्ते फलसिद्धि र्विशेषतः ॥
उपाया देशकालाद्याः संत्यस्मिन् सहकारिणः ॥१६६

[ शंकराचार्य. विवेकचडामणि ]

વિશેષે કરીને ફળ સિદ્ધિનો આધાર અધિકારી ઉપર રહેલો છે અને તેમાં દેશકાળ આદિ ઉપાયો સહકારી છે. ॥૧૬૬॥

सूक्ष्मा हृदयभावा ये दुर्ज्ञेयास्ते नरैः परैः ॥
यत्नात्परीक्षणीयाऽतस्त्वया स्वहृदयस्थितिः ॥१६७॥

( શંકરાચાર્ય વિવેક ચૂડામણિ )

સૂક્ષ્મ એવા મનુષ્યના હૃદયના ભાવો બીજા મનુષ્યો વડે દુર્જ્ઞેય છે ( જાણવા બહુ મુશકેલ છે ) માટે તારે પોતાયેજ તારા પોતાના હૃદયની પરીક્ષા કરવી. ॥ ૧૬૭ ॥

सात्म्याऽसात्म्यविचारोऽयं प्रतिप्रकृति भिद्यते ॥
तथा धिकारसंस्थाऽपि प्रतिजीवं विभिद्यते ॥१६८॥

જેમ પ્રત્યેક મનુષ્યની પ્રકૃતિ પ્રમાણે સાત્મ્ય અસાત્મ્ય નો વિચાર જૂદો જૂદો હોય છે ( અમુકને અમુક સદે અને અમુક ન સદે વિગેરે ) તેવી રીતે પ્રત્યેક જીવની અધિકાર સંસ્થા પણ જુદી જુદી હોય છે ॥ ૧૬૮ ॥

निश्चेतुं यद्यशक्तस्त्वं तदा सेवस्व कंचन ॥
महानुभावं पुरुषं दैवीं संपद माश्रितम् ॥ १६९ ॥

કદાચ દૈવ વશાત્ તુ પોતે તારા અધિકારનો વિચાર કરી નિશ્ચય કરવામાં અશક્ત હો તો પછી કોઇ દૈવી સંપતિ વાળા મહાનુભાવ પુરૂષનું સેવન કર ( તે દ્વારા તને રસ્તો મળશે ) ॥ ૧૬૯ ॥

स्रग्धरा.

स्वंबालं रा मानं चिरतरसमयं शांतिमानेतुमग्रे ॥
द्राक्षां खार्जूर माम्रं सुकदल मथवा योजयत्यं बिकाऽस्य
तद्वच्चेतोऽति मूढं ब जननभवान्मै ढ्यसंस्कारयोगा ।
द्दोधाणये नेकैरवश पनिषद्वाधयामाससम्यक् १७०

वेदांतकेसरी ग्रंथ० ]

લાંબાકાળ સુધી પોતાનો બાળક રોતો હોય તેને શાંત પાડવાને તેના માતા તેની પાસે દ્રાક્ષા, ખજુર, આંબાની કેરી, કેળાં વિગેરે મૂકી દે છે તેમ અસંખ્ય જન્મોના સે·

ળા થઇ ગયેલા મૂઢતાના સંસ્કારોને યોગે અતિ મૂઢ બની ગયેલા અને સાવપરવશ થઇ ગયેલા જીવોના ચિત્તને અનેક ઉપાયોવડે માતાની પેઠે ભગવતી શ્રુતિ સારી રીતે જુદે જુદે પ્રકારે બોધ આપે છે ॥ ૧૭૦ ॥

( વેદાંતશત શ્લોકી )

सकामकर्मभिः कामान् यदि कामयसे तदा ॥
तन्निष्ठान्नियमानुग्रान् यथावत्परिपालय ॥१७१॥

જો સકામ કર્મો વડે નોખી નોખી કામનાઓને તું ઇચ્છતો હો તો તેના સંબંધમાં બતાવેલા ઉગ્ર નિયમોનું તું બરાબર પાલન કર ॥ ૧૭૧ ॥

उत्कटा यदि चे[illegible]च्छा भवतो बु[illegible]द्धय ॥
[illegible]हितान्येव कर्माणि निष्कामानि तदाकुरु ॥१७२॥

જો તારી ઇચ્છા બુદ્ધિશુદ્ધિને માટે ઉત્કટ હોય તો પછી વિહિત (શાસ્ત્રોક્ત) કર્મો તું નિષ્કામબુદ્ધિથી કર. ૧૭૨

भ[illegible]क्तिंविना ननिर्वाहो मुमुक्षोः [illegible]र्मठस्यवा ॥
विनेशा[illegible]ग्रहं नैव सिद्धिःस्यात् ज्ञानकर्मणोः ॥१७३॥

મુમુક્ષુ હો કે કર્મઠ (કર્મ કાંડી) હો પણ તે બન્નેનો ભક્તિવિના નિર્વાહ નથી કેમકે ઇશ્વરના અનુગ્રહ વીના જ્ઞાનની કે કર્મની સિદ્ધિ થતી નથી. ॥ ૧૭૩ ॥

प्रसादः परमेशस्य लोकद्वयसुखावहः ॥
भक्त्या निर्मलया देवः परेशः परितुष्यति ॥१७४॥

પરમેશ્વરનો પ્રસાદ [મેહેરબાની] આ લોક અને પરલોક એ બન્નેમાં સુખ આપનાર છે અને નિર્મળ ભક્તિવડે પરમેશ્વર પ્રસન્ન થાય છે. ॥ ૧૭૪ ॥

कौंतेय प्रतिजानाहि नमेभक्तः प्रणश्यति ॥
महत्त्वमेवं भक्तेस्तु जगादश्रीगदाग्रजः ॥१७५॥

"હે અર્જુન ! તું ખુશીથી એમ ભલે પ્રતિજ્ઞા કર કે મારા ભક્તનો કોઈ દિવસ વિનાશ થતો નથી" આ પ્રમાણે શ્રીકૃષ્ણ ભગવાને ભક્તિની મહત્તા બતાવેલી છે. ॥ ૧૭૫ ॥

सर्वतो बलवान् स्नेहो यो भवेत्परमेश्वरे ॥
प्रभावज्ञानपूर्वोऽसौ भक्तिरित्यभिधीयते ॥ १७६ ॥

પરમેશ્વરના પ્રભાવના જ્ઞાનપૂર્વક તેને વિષે સર્વના કરતાં વિશેષ બળવાન્ એવો જે સ્નેહ બંધાય તે ભક્તિ કહેવાય છે. ॥ ૧૭૬ ॥

पराऽनुरक्ति रीशे या साभक्ति रिति लक्षणम् ॥
शांडिल्यसूत्रे कथितं शांडिल्येन महर्षिणा ॥१७७॥

પરમેશ્વરને વિષે પરમ એવી જે આસક્તિ તે ભક્તિ

એવું ભક્તિનું લક્ષણ શાંડિલ્ય સૂત્રમાં મહર્ષિ શાંડિલ્યે કહેલું છે. ॥ ૧૭૭ ॥

तितिक्षया करुणया मैत्र्या चाऽखिलजंतुषु ॥
समत्वेन च सर्वात्मा भगवान् संप्रसीदति ॥१७८॥

( श्रीभाग. )

તિતિક્ષાવડે કરૂણા વડે મૈત્રી વડે અને સર્વ પ્રાણીઓમાં સમભાવ રાખવાથી સર્વાત્મા ભગવાન્ સારી રીતે પ્રસન્ન થાય છે. ॥ ૧૭૮ ॥

[શ્રી ભાગવત]

दयया सर्वभूतेषु संतुष्ट्या येन केनवा ॥
सर्वेंद्रियोपशांत्याच तुष्यत्याशु जनार्दनः ॥१७९॥

[ श्रीभाग. ]

સર્વ જીવો ઉપર દયા રાખવાથી જે કાંઈ મળે તેથી સંતોષ માનવાથી અને સર્વ ઇંદ્રિયોની ઉપશાંતિથી ભગવાન્ જલદી પ્રસન્ન થાય છે. ॥ ૧૭૯ ॥

[શ્રી ભાગવત]

यैःश्रितौ शुद्धया बुद्धया वैराग्यपरमेश्वरौ ॥
तैस्तुनिः श्रेयसद्वारं लब्धमेवेति मेमतिः ॥१८०॥

જેઓએ શુદ્ધ બુદ્ધિ વડે વૈરાગ્ય અને પરમેશ્વર એ બે વસ્તુનો આશ્રય લીધો છે તેઓને મોક્ષનું દ્વાર મળી ચુકેલુંજ છે એમ મને લાગે છે. ॥ ૧૮૦ ॥

दृष्टाःदृष्टेषु सर्वेषु विषयेषु विवेकतः ॥
वै॰ष्ण्यं मनसोयतस्या त्तद्वैराग्य मुदीर्यते ॥१८१॥

દૃષ્ટ અને અદૃષ્ટ (દીઠેલા તથા સાંભળેલા) એવા સર્વ વિષયોમાં મનની તૃષ્ણા જતી રહે તેનું નામ વૈરાગ્ય કહેવાય છે. ॥ ૧૮૧ ॥

वैराग्यसदृशं लोके मित्रं किंचिन्नविद्यते ॥
रागमूलान्महादुःखा द्यन्मोचयति मानवम् ॥१८२॥

આ લોકમાં વૈરાગ્યના જેવું બીજું એકેય મિત્ર નથી કેમકે રાગજ જેનું મૂળ છે એવા મહા દુઃખમાંથી તે મનુષ્યને છોડાવે છે. ॥ ૧૮૨ ॥

उत्पत्तिस्थितिनाशादि जगतोःस्य यतो भवेत् ॥
सर्वज्ञः सर्वशक्तिश्च स उक्तः परमेश्वरः ॥ १८३ ॥

આ જગતની ઉત્પત્તિ સ્થિતિ નાશ વિગેરે જેનાથી થાય છે અને જે સર્વજ્ઞ તથા સર્વ શક્તિમાન છે તે પરમેશ્વર એવા નામથી કહેવાય છે. ॥ ૧૮૩ ॥

यत्कृपाकणिकाऽप्येका लोके कल्पद्रुमायते ॥
प्रसादात्तस्य देवस्य किंकिं कार्यंनसिद्ध्यति ॥१८४॥

જેની કૃપાની એક કણિકા પણ લોકમાં કલ્પવૃક્ષના જેવી થઇ પડે છે. તે પરમાત્માની કૃપાથી શું શું કાર્ય સિદ્ધ ન થાય (બધુંએ થાય.)

ज्ञानयोगो विरक्तानां कामिनां कर्मनिष्ठता ॥
मध्यस्थानां भक्तियोगो विशेषेण प्रशस्यते ॥१८५॥

વૈરાગ્યવાળા [વીતરાગ] ને માટે જ્ઞાન યોગ છે. સકામ [કામનાવાળા] પુરૂષોને માટે કર્મનિષ્ટા છે. અને જે અતિ વૈ-રાગ્યવાન્ કે અતિ આસક્તિમાન્ નથી તેવા મધ્યમાધિકારી માટે ભક્તિયોગ વિશેષે કરીને વખણાય છે. ॥ ૧૮૫ ॥

ऋतेज्ञानान्नमुक्तिः स्यादिति वेदांतडिंडिमः ॥
ज्ञानंवस्तुस्वरूपस्य, यथावदवधारणम् ॥
यस्मा-नादि-ालीनाऽप्यविद्यैषा निवर्तते ॥१८६॥

જ્ઞાનવિના મુક્તિ નથી એમ વેદાંતશાસ્ત્ર નગારૂં વગાડી કહે છે. જે સત્ય વસ્તુ છે. તેના સ્વરૂપને બરાબર ઓળખવું તેના સ્વરૂપનો ખાત્રીથી નિશ્ચય કરવો તેનું નામ જ્ઞાન કહે-વાય છે. જે જ્ઞાનને લીધે આ અનાદિકાળનો પણ ભ્રમ, અવિદ્યા, અજ્ઞાન, સંસાર, નિવૃત થઈ જાય છે. ॥ ૧૮૬ ॥

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥
इत्थंप्रियाय पार्थाय प्राह पार्थसखः प्रभुः ॥१८७॥

આ વિશ્વમાં જ્ઞાનના જેવું બીજું કાંઇ પવિત્ર નથી. એમ પ્રિય અર્જુનને તેમના સખા શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે.૧૮૭

ज्ञानाऽमृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिनः ॥
नैवाऽस्ति किंचित्कर्तव्यम् अस्तिचेन्नसतत्ववित् ॥
जीवन्मुक्तिविवेकादौ प्रोक्तैषा ज्ञानिन स्थितिः१८८

જ્ઞાનામૃતવડે તૃપ્ત થઇ ગયેલા અને કૃતકૃત્ય, એવા યોગીને કાંઈ કર્તવ્યજ નથી. અને જો કાંઈ કર્તવ્ય બાકી રહી જતું હોય તો તે તત્ત્વવેત્તાજ [જ્ઞાની] નથો.

येकेन न जगद्धात्रा स्यात् अविद्या मयान् विदुः ॥
इतिप्राह वसिष्ठोऽपि ज्ञानिनः स्थिति मुत्तमम् १८९

આ પ્રમાણે જીવન્મુક્તિ વિવેક આદીમાં જ્ઞાની પુરૂષની સ્થિતિ વર્ણવેલી છે. ॥ ૧૮૯ ॥

प्रारब्धाकर्म वैचित्र्याद्बुद्धना मन्यथाऽन्यथा ॥
वर्तनं तेन शास्त्रार्थे भ्रामितव्यं न पंडितैः ॥
पंचदश्या प्रितिप्राह विद्यारण्य मुनिः पुनः ॥ १९०॥

જગતના જે જે પદાર્થો છે તે બધા અવિદ્યામય છે. અને આત્મજ્ઞ પુરૂષ કે જેણે અવિદ્યાનો ત્યાગ કરેલો છે તે પાછો તેમાં કેમ ડુબે એમ કહી શ્રી વસિષ્ઠે પણ જ્ઞાનિની ઉત્તમ સ્થિતિ બતાવી છે. પ્રારબ્ધ કર્મની વિચિત્રતાને લીધે જ્ઞાનવાન્ પુરૂષોનું જૂદા દા પ્રકારનું વર્તન હોય. તેથી પં-ડતોયે શાસ્ત્રના અર્થમાં ભ્રમ, પામવાનો નથી. એમ પંચદ-શીમાં વળી વિદ્યારણ્ય મુનિયે કહેલું છે. ॥ ૧૯૦ ॥

**श्लोकार्द्धेन प्रवक्ष्यामि यदुक्तं व्यासकोटिभिः ॥**
**ममेतिमूलं दुःखस्य नममेतिच निर्वृतिः ॥ १९१ ॥**

હું આ એકમાત્ર અર્દ્ધશ્લોકથીજ કહું છું કે જે કરોડો વ્યાસોયે કહેલું છે. **મમ** અમુક મારૂં છે. એમ થવું તે દુઃખનું મૂળ છે અને **નમમ** મારૂં કાંઈ નથી એમ થવું તે સુખનું મૂળ છે ॥ ૧૯૧ ॥

**निर्ममत्वं विरागाय वैराग्याद्योगसंगतिः ॥**
**योगात्संजायते ज्ञानं ज्ञानान्मुक्तिः प्रजायते ॥१९२॥**

(पुराण)

નિર્મમતાથી વિરાગ થાય થાય છે. વૈરાગ્યથી યોગ પ્રાપ્ત થાય છે યોગથી જ્ઞાન થાય છે અને જ્ઞાનથી મોક્ષ થાયછે. ૧૯૨

अस्मिन्काले न सुलभा प्रक्रिया शास्त्रवर्णिता ॥
इतिचेद्वो महाभाग कामन्दकव : श्रृणु ॥ १९३ ॥

આ ચાલતા કાળમાં (જમાનાના ફેરફારને લીધે) શાસ્ત્રમાં વર્ણવેલી પ્રક્રિયા સુલભ નથી. એમ જો તું કહેતો હોય તો હે મહાભાગ, તું આ કામંદકમુનિના વચનનું શ્રવણ કર. ૧૯૩

दुरापमपिलोकेऽस्मिन् यद्यतवस्त्वाभिवांछति ॥
तत्त ।प्नोतिमेधावी तस्मात्कार्यः समुद्यमः ॥१९४॥

( कामन्दक मुनि )

બુદ્ધિમાન્ પુરૂષ આ લોકમાં જે જે વસ્તુ મેળવવા ઇચ્છે છે તે દુષ્પ્રાપ્ય હોય તો પણ મેળવે છે માટે દરેક કર્તવ્ય વિષયમાં સારો ઉદ્યોગ કરવો ॥ ૧૯૪ ॥

(કામંદક મુનિ)

अभ्यासात्सा ध्यते सर्वं तस्मा दभ्यासवान् भव ॥

( योगवा. )

याव स्तिमनः सत्ता तावद्दुःखक्षयः कुतः ॥
अतः र्वमनानाशः कर्तव्यः शांतिमिच्छत ॥१९५॥

અભ્યાસથી બધું સિદ્ધ થાય છે. માટે તારે અભ્યાસવાન્ થવું. ( યોગવાસિષ્ટ )

જ્યા સુધી મનની સતા ( અસ્તિત્વ ) છે ત્યાં સુધી દુ:ખનો ક્ષય ક્યાંથી થાય ? માટે પ્રથમ તો મનની ઉત્તમ શાંતિ ઇચ્છનાર માણસે મનનો ક્ષય કરવો. ॥ ૧૯૫ ॥

द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानंच राघव ॥
योगोवृत्तिनिरोधोहि ज्ञानं सम्यगवेक्षणम् ॥ १९६ ॥
असाध्यः कस्यचिद्योगः कस्यचित् ज्ञाननिश्चयः ॥
द्वौ प्रकारौ ततो देवो जगाद परमः शिवः ।१९७।

[ योगवा ]

ચિત્તના નાશના બે ક્રમ છે એક યોગ અને બીજું જ્ઞાન. યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ અને જ્ઞાન એટલે વસ્તુ સ્વરૂપને બરાબર જાણવું તે. કોકને યોગ અસાધ્ય થઇ પડે છે અને કોકને જ્ઞાનનિશ્ચય અસાધ્ય થઈ પડે છે. એ. ટલા માટે સર્વોત્તમ શંકર ભગવાને બે પ્રકાર (યોગ માર્ગ અને જ્ઞાન માર્ગ ) કહેલા છે. ॥ ૧૯૭ ॥

[યોગવાસિષ્ટ]

यतो निर्विषयस्याऽस्य मनसो मुक्तिरिष्यते ॥
अतोनिर्विषयं नित्यं मनः कार्यं मुमुक्षुणा ॥१९८॥

उपानिषद् )

આ મન જ્યારે નિર્વિષય થઇ જાય ત્યારેજ તેની મુક્તિ થાય છે માટે મુમુક્ષુ પુરૂષે મનને નિાવષય નિરંતર કરવું (નિર્વિકલ્પ થવાનો અભ્યાસ કરવો.) ॥ ૧૯૮ ॥

परिवर्तनशीलं वीक्ष्य विश्वं विनश्वरम् ॥
स्वकीयं नाटयन्वेषं परमात्मपरोभव ॥ १९९ ॥

આ સમસ્ત જગત પરિવર્તન શીલ [ નિરંતર જેમાં ફેરફાર થયા કરે છે તેવું ] અને નાશાત્મક જોઇ તારે પોતા નો વેષ બરાબર ભજવતાં પરમાત્મામાં પરાયણ થઇ રહેવું.૧૯૯

अशाश्वतमिदं सर्वं चिंत्यमानं नराऽधिप ॥
कदलीसन्निभोलोकः सारो ह्यत्र न विद्यते ॥२००॥

( महाभा )

હે રાજા યુધિષ્ઠર! વિચાર દૃષ્ટિ વડે જોવામાં આવે તો આ સઘળું અશાશ્વત છે. કેળના થંભ જેવો આ સઘળો સંસાર છે તેમાં કશો સાર જોવામાં આવતો નથી. જેમ કેળના થાંભલામાં છોતા વિના બીજો કશો સાર ભાગ નથી તેમ સંસાર પણ નિઃસાર છે. ॥૨૦૦॥ [મહાભારત]

सर्वेक्षयंता निचयाः पतनांताः समुच्छ्रयः ॥
संयोगा विप्रयोगांता मरणांतं च जीवितम् ॥२०१॥

( वाल्मीकि रामयण )

સંગ્રહો બધાય પરિણામે જેનો ક્ષય છે એવા છે, બધા પ્રકારની મ્હોટાઇ પરિણામે જેમાં પતન છે એવી છે, બધા સંયોગો અંતે જેમાં વિયોગ છે તેવા છે, અને જીવિત ગમે તેટલું લાંબુ હોય તો પણ છેવટ અંતે જેમાં મરણ છે એવું છે. ॥ ૨૦૧ ॥

[વાલ્મીકિ રામાયણ]

भोगामेघवितानस्थविद्युल्लेखेव चंचलाः ॥
आयुरप्यग्निसंतप्त लोहस्थजलबिंदुवत् ॥ २०२ ॥
यथाव्यालगलस्थोऽपि भेको दंशानपेक्षते ॥
एवं काल [illegible]नाग्रस्तो लोको भोगानशाश्वतान् २०३

[ अध्यात्मरामायण ]

ભોગો મેઘાડંબરમાં ચળકતી વિજળીની લેખાના જેવા ચંચળ છે અને આયુષ્યપણ અગ્નિ વડે તપેલા લોઢા ઉપર જેટલી વાર જળબિંદુ રહી શકે તેના જેવું ક્ષણિક છે. જેમ સર્પના મોઢામાં પકડાયેલો દેડકો દંશને ( ડાંસની માંખીને ) પકડવાની અને ખાવાની ઇચ્છા રાખે તેમ પ્રાણિવર્ગ પણ પોતે કાળરૂપ સર્પના મોઢામાં પકડાયેલો છે છતાં અશાશ્વત એવા ભોગોને ઇચ્છે છે ॥ ૨૦૩ ॥

(અધ્યાત્મ રામાય

अद्यैव हसितं गीतं पठितं यैः शरीरिभिः ॥
अद्यैव ते न दृश्यंते कष्टं कालस्य चेष्टितम् ॥२०४॥

( साहित्य. )

આજેજ આપણે જે મનુષ્યો સાથે હાસ્ય વિનોદ કર્યો હોય, ગાનતાનનો આનંદ લીધો હોય, અને અધ્યયન વાતચિત વિગેરેમાં સામેલ રહ્યા હઇયે, તે પાછાં આજેજ અદૃશ્ય થઈ જાય છે. અહો! કાળની ચેષ્ટા કેવી કષ્ટકારક છે. ॥૨૦૪॥

(સાહિત્ય)

इदानीं तावदेवाऽसौ मया दृष्टः कथं मृतः ॥
इति कालेन ्रियतां प्रलापः श्रूयते नृणाम् ॥२०५॥

( महाभा )

અમુક માણુસ હજી આજેજ મેં હમણાં જોયો હતો છતાં તે કેમ મરી ગયો એવા પ્રકારના કાળપાશમાં પકડાતાં મનુષ્યો સંબંધી પ્રલાપો આપણા સાંભળવામાં આવે છે. ૨૦૫

( મ૦ મોક્ષધર્મ )

धनं विभूतयो भोगाः प्रीतयः प्रियसंगमाः ॥
आ ृंषिच पतंत्येव क्षयचक्रे शरीरिणाम् ॥२०६॥

( भारतमंजरी )

મનુષ્યોનું ધન વિભૂતિ, ભોગ, પ્રિયસમાગમ, પ્રીતિ

અને આયુષ્ય એ સર્વ એક વખત ક્ષયચક્રમાં અવશ્ય પડે છે ॥ ૨૦૬ ॥ (ભારતમંજરી)

महाबलान् पश्य महाऽनुभावाद् प्रशास्य भूमिंधन
धान्यपूर्णाम् ॥
राज्यानि हित्वा विपुलांश्च भोगान् गतान्नरेंद्रान्
वशमंतकस्य ॥२०७॥
( व्यास महा )

મહાબળવાન્ અને મહાનુભાવ એવા મ્હોટા રાજાઓ ધન ધાન્યવડે પૂર્ણ એવી પૃથ્વી ઉપર અમુક સમય સુધી અમલ ચલાવી પછી રાજ્યો અને વિશાળ ભોગોને છોડી દઇ યમને તાબે થયેલા છે એ બધું તટસ્થરૂપે રહી જોવાનુંછે. ૨૦૭
(મહાભારત)

स्वप्नेंद्रजालवत्पश्य दिनानित्रीणि पंचवा ॥
मित्रक्षेत्रधनाऽपत्य दार दायादिसंपदः ॥ २०८ ॥
[ अष्टावक्र. ]

મિત્ર, ક્ષેત્ર, ધન, પ્રજા, સ્ત્રી અને વારસો વિગેરે બધી સંપત્તિઓ સ્વપ્નાંની પેઠે કે ઇંદ્રજાળની પેઠે ત્રણ દિવસ કે પાંચ દિવસ રહેનાર છે મતલબ કે તે ક્ષણિક છે એમ તું જો. અર્થાત તેથી અભિમાન ગ્રસ્ત કે તેમાં લુબ્ધ થઇશ નહીં. ॥ ૨૦૮ ॥ ( અષ્ટાવક્ર )

व्यासवाल्मीकिमुख्यानाम् उद्घोषोऽयं महात्मनाम् ॥
अशाश्वतं जगन्मत्वा शश्वत कल्याणमाचर ।२०९।

વ્યાસ વાલ્મીકિ વિગેરે મહાત્માઓનો આવો ઉદ્ઘોષ છે માટે આ જગતને અશાશ્વત માની તું નિરંતર કલ્યાણનું આચરણ કર ॥ ૨૦૯ ॥

मातापिता गुरु सुताः स्वजनोममेति मायोपमेजगति कस्यभवेत्प्रतिज्ञा ॥
एकोयदा व्रजातिकर्मपुरः सरोऽयं विश्रामवृक्षसदृशः खलुजीव लोकः ॥२१०॥

માતા, પિતા, ગુરૂ, પુત્ર અને સ્વજન એ બધાં મારાં છે એવી પ્રતિજ્ઞા ઇંદ્ર જાળ આદિ માયાના જેવા આ જગતમાં કોણ કરી શકે ? કેમકે છેવટ જીવ એકલોજ પોતાનાં કરેલાં કર્મ સાથે પરલોકમાં જાય છે આ જીવ લોક (સંસાર) એક વિશ્રામ વૃક્ષ જેવો છે ॥ ૨૧૦ ॥

सायं सायं वासवृक्षं समेताः प्रातः प्रातस्तेन तेन प्रयांति ॥
त्यक्त्वाऽन्योऽन्यं तंच वृक्षं विहंगा यद्वत्तद्वत् ज्ञात योऽज्ञातयश्च ॥ २११ ॥

॥ इत्थं सुरेश्वराचार्यः प्रेमतः प्राह वार्तिके ॥

જેમ પક્ષીઓ હમ્મેશાં સાયંકાલે વાસ વૃક્ષમાં (જ્યાં પોતે માળા બાંધેલા હોય ત્યાં) ભેળાં થાય છે અને પાછાં પ્રાતઃકાલે તે વૃક્ષને છોડી દઈ–તેમ એક બીજાનો પણ ત્યાગ કરી દઇ યથેષ્ટ પ્રદેશમા ચાલ્યાં જાય છે તેમજ જ્ઞાતિવર્ગ અને બીજા સ્નેહી સંબંધીઓને સંબંધે આ સંસારમાં સમજવાનું છે. આ પ્રમાણે કૃપાલુ શ્રી સુરેશ્વરાચાર્ય પોતાના વાર્તિકમાં કહે છે ॥ ૨૧૧ ॥

कं[illegible]ापात्राऽऽदिमात्रेऽपि ममतावान् भवेद्यादि ॥
[illegible]यतिरपि प्रायो न भवेन्मुक्तिभाजनम् ॥२१२॥

બધું ત્યાગ કરી ચાલી નીકળનાર સંન્યાસીને પણ કંથા, પાત્ર, આદિ જે કાંઈ થોડો પણ પરિગ્રહ હોય તેમાં મમતા હોય તો ઘણે ભાગે તે પણ મોક્ષને પામતો નથી. ૨૧૨

गृहेऽप्यातिथिवत्तिष्ठन् निर्ममः शांतमानसः ॥
ज्ञानवान् धर्मनिष्ठश्च नरो मुच्येत नोकुतः ॥२१३॥

ઘરમાં અતિથિની પેઠે રહેનાર, મમતા રહિત, શાંત હૃદયવાળો જ્ઞાનવાન્ અને ધર્મનિષ્ઠ (પોતાનો ધર્મ બરાબર સમજી તે પાળનારો) મનુષ્ય (ઘરમાં રહેતાં છતાં) શા માટે મોક્ષને ન પામે? પામેજ ॥ ૨૧૩ ॥

काकाक्षिगोलकन्यायो दुष्करः सर्वथा क्षितौ ॥
अतस्त्यागविधेरेव श्रेष्ठत्व वर्णितं श्रुतौ ॥ २१४ ॥

કાકાક્ષિ ગોલક ન્યાય (કાગડાની એકજ આંખ બન્ને ગોલકની વચમાં રહેલી હોવાથી જેમ બેય ગોલકમાં ક્રયા કરે છે તેમ પરમાર્થ અને વ્યવહાર એ બન્નેને સરખી રીત સાચવવા એ વાત) ચાલતા જમાનામાં પૃથ્વીમાં બહુ દુષ્કર છે એટલે શ્રુતિમાં ગમે તે સ્થિતિમાં પણ ત્યાગ વિધિનીજ શ્રેષ્ઠતા વર્ણવેલી છે. ॥ ૨૧૪ ॥

तदेव सत्यं सत्कृत्यं साफल्यं येन जन्मनः ॥
श्रेष्ठं तदेव चातुर्यं यल्लोकद्वयसाधकम् ॥ २१५ ॥

સાચું સત્ કૃત્ય તેજ છે કે જે વડે જન્મની સફળતા થાય; તેમજ ખરૂં ચાતુર્ય પણ તેજ છે કે જે આ લોક અને પરલોક એ બેયને સુધારનાર હોય ॥ ૨૧૫ ॥

शास्त्र प्रमाणै र्विविधै र्निर्णीते कृत्यवस्तुनि ॥
अकृत्यं तद्विरुद्धं तु ज्ञायते सुजनैःस्वतः ॥२१६॥

નોખાં નોખાં શાસ્ત્ર પ્રમાણોથી કૃત્યવસ્તુનો નિર્ણય કરવામાં આવે તો પછી તેનાથી વિરૂદ્ધ તે અકૃત્ય એમ અકૃત્યનું સ્વરૂપ સુજનો પોતાની મેળેજ સમજી શકે છે એટલે એ અકૃત્ય સંબંધે અહિં વિસ્તાર કર્યો નથી. ॥૨૧૬॥

॥ इति प्रथमः प्रकरणम् ॥

# द्वितीयं प्रकरणम्

## ईश्वरकृपाप्रभावनिरूपणम् ।

नबुद्धिर्न सहायोवा नोवा यत्नो नवा गुणः ॥
फलाय जायते लोके विना विश्वपतेः कृपाम् ॥१॥

ગમે તેવી બુદ્ધિ હોય ગમે તેવો સહાય હોય ગમે તેવો પ્રયત્ન હોય અને ગમે તેવો ગુણ હોય પણ જગદીશ્વરની કૃપા વિના તે ફળજનક થઈ શકતો નથી. ॥ ૧ ॥

कायवाक्चेतसां चेष्टा जनिता अपि यथोचितम् ॥
निष्फला एव जायन्ते विश्वेशकरुणां विना ॥२॥

શરીર, વાણી અને ચિત્ત એ સર્વની ચેષ્ટા યથોચિત કરવામાં આવી હોય તો પણ વિશ્વનિયંતાની કરૂણા વિના નિષ્ફલજ નીવડે છે ॥ ૨ ॥

अप्राप्यं यदशक्यं यत् क्षणेनैव तदप्यहो ॥
अवश्यं प्रापयत्येव विश्वेशकरुणाकणः ॥ ३ ॥

જે અપ્રાપ્ય હોય અને જે અશક્ય હોય તેને પણ ક્ષણવારમાં અહો પરમાત્માનો એક કરૂણાકણ પણ અવશ્ય પ્રાપ્ત કરાવે છે ॥ ૩ ॥

श्रेयांसि यानि लोकेऽस्मिन् याश्च काश्चन सिद्धयः।
तत्सर्वमीश्वरस्यैव कृपाकल्पतरोः फलम् ॥ ४ ॥

આ જગતમાં જે જે શ્રેય (કલ્યાણ) મનાયાં છે અને જે કાંઇ સિદ્ધિઓ કહેવાય છે તે બધું ઇશ્વરની કૃપારૂપી એક કલ્પવૃક્ષનુંજ ફળ છે. ॥ ૪ ॥

ऋषयः सत्यसंकल्पाः सत्यकामा स्तथैवच ॥
ईश्वरानुग्रहेणैव पूर्वमासन् धरातले ॥ ५ ॥

પૂર્વકાળમાં આ ભૂમંડળમાં ઋષિઓ સત્ય સંકલ્પ અને સત્ય કામ (સત્ય સંકલ્પવાળા અને સત્ય કામનાવાળા) થતા હતા તે એક ઇશ્વિરાનુગ્રહનોજ પ્રભાવ હતો ॥ ૫ ॥

अप्रतर्क्या अनिर्देश्या आचिंत्या विषया अपि ॥
ईश्वरानुग्रहादेव निर्णीताहि महात्मभिः ॥ ६ ॥

જે જે વિષયોમાં તર્ક ન પહોંચી શકે જેનો નિર્દેશ પણ ન કરી શકાય અને જ્યાં ચિત્ત પણ ન પહોંચી શકે એવા વિષયોનો નિર્ણય પણ મહાત્માઓએ ઇશ્વરના અનુગ્રહ વડેજ કરેલો છે. ॥ ૧૬ ॥

सुरा अपि महर्षीणा मास न्न सन्नवर्तिनः ॥
तद्धि केवल मीशस्य करुणाकणिकाऽऽश्रयात् ॥७॥

પૂર્વકાળમાં દેવતાઓ પણ મહર્ષિઓની પાસે હાજર રહેતા હતા. એ બધું ઇશ્વરના કૃપાકણિકાના આશ્રયનું ફળ હતું. ॥ ૭ ॥

दृश्याऽदृश्यात्मकं चक्रं सकलं येन चाल्यते ॥
स ईश्वरः प्रसन्नश्चे ल्लोके किंकिं न लभ्यते ॥८॥

આ સઘળાં દૃશ્ય અદૃશ્ય વિશ્વચક્રને જે ચલાવે છે. તે ઇશ્વર જો પ્રસન્ન થાય તો જગતમાં શું શું ન મળે ॥૮॥

चरणे विलुठंत्येताः समस्ताः क्षुद्रसिद्धयः ॥
प्रसन्ने परमेशाने सर्वज्ञे सर्वसाक्षिणि ॥ ९ ॥

સર્વજ્ઞ અને સર્વ સાક્ષી પરમેશ્વર જો પ્રસન્ન થાય તો આ સમસ્ત ક્ષુદ્ર સિદ્ધિઓ ચરણમાં આળોટે છે. ॥૯॥

अत्यंतदुर्लभामुक्ति र्या शास्त्रेषु निरूपिता ॥
अत्यंतदुर्लभा साऽपि स्यादीश्वरकृपावताम् ॥१०॥

મુક્તિ કે જે શાસ્ત્રમાં અત્યંત દુર્લભ કહેલી છે. તે પણ ઇશ્વર કૃપાવાળા પુરૂષ ને અત્યંત સુલભ થઈ પડે છે. ॥૧૦॥

न तदस्तिजगत्यस्मिन्नवाऽन्यत्राऽपि कुत्राचेत् ॥
प्रसन्नेऽपि जगन्नाथे लभते यन्न मानवः ॥ ११ ॥

આ જગતમાં કે બીજા કોઇ પણ સ્થળમાં એવું કાંઈ

પણ નથી કે જે જગદીશ્વર પ્રસન્ન થયા છતાં મનુષ્ય ન મેળવી શકે ॥ ૧૧ ॥

संसारसागरा दस्मा दपारा दतिदुस्तरात् ॥
विना जगन्नियतारं नाऽपरस्तारयिष्यति ॥ १२ ॥

આ સંસાર સાગર કે જે અપાર અને અતિ દુસ્તર છે તેમાંથી જગન્નિયંતા વીના બીજો કોઈ તારી શકવાનો નથી ॥ ૧૨ ॥

दुर्वाराभ्यो दुरंताभ्यो विपद्भ्यस्त्वां कदाचन ॥
विना विश्वेश्वरा दन्यो नोद्धारिष्याति कश्चन ॥१३॥

દુર્વાર અને દુરંત એવી વિપત્તિઓમાંથી વિશ્વેશ વિના બીજો કોઇ તારો ઉદ્ધાર કરી શકશે નહીં ॥ ૧૩ ॥

विप्रकृष्टंहि यल्लोके सूक्ष्मंव्यवहितंचयत् ॥
शक्नोति तदपि ज्ञातुं विश्वेशाऽनुग्रहान्नरः ॥ १४ ॥

લોકમાં જે કાંઇ અતિ દૂર હોય. સૂક્ષ્મ હોય અને વ્યવધાનવાળું હોય તે પણ વિશ્વેશના અનુગ્રહથી મનુષ્ય જાણી શકે છે ॥ ૧૪ ॥

संपदः सार्वभौमा ऐश्वर्यं चाऽणिमादिकम् ॥
न किंचिद् दुर्लभं मन्ये लब्धाचेदीश्वरात् कृपा ॥१५॥

સાર્વભૌમ આદિની સંપતિઓ અને અણિમા આદિ ઐશ્વર્ય એ કશું ઇશ્વરકૃપા પ્રાપ્ત થઇ હોયતો દુર્લભ નથી ૧૫

दुष्पूरानप्यहो कामान् लोके केचन मानवाः ॥
प्रसाद्य परमात्मानं तत्प्रसादा दवाप्नुव- ॥१६॥

આ લોકમાં કેટલાંક મનુષ્યો. અહો ? દુષ્પૂર (મહા કષ્ટવડે પૂર્ણ કરી શકાય એવી ) ઇચ્છાઓ પરમાત્માને પ્રસન્ન કરી તેની કૃપાથી મેળવી શકયા છે ॥ ૧૬ ॥

ारिद्रयेण दुरन्तेन दृढमालिंगिता हि ये ॥
ईशानुग्रहलेशेन तेऽपियाता महेंद्रताम् ॥ १७ ॥

જે પુરૂષો દુરંત દારિદ્રયવડે દઢ આલિંગન કરાયા હતા. ( પકડાયા હતા ) તેઓ પણ ઇશ્વરના એક લેશ અનુગ્રહવડે મહેંદ્રતાને પ્રાપ્ત થઇ ગયા છે ॥ ૧૭ ॥

त्रैकालिकमाद्ज्ञानं जायते यत्तुयोगिनाम् ॥
अहो तदपिदेवस्य प्रसादादेव केवलम् ॥ ॥ १८ ॥

લોકમાં યોગિઓને જે ત્રૈકાલિક ( ત્રણેયકાળનું ) જ્ઞાન થાય છે તે પણ અહો ! કેવળ પરમાત્માના પ્રસાદથીજ છે ૧૮

बुद्धिमद्भिः प्रयत्नेन कृताअपि यथाविधि ॥
क्रियानिष्फलतां यांति नचेद्विश्वेशितुः कृपा ॥१९॥

બુદ્ધિમાન્ પુરૂષોયે પ્રયત્નવડે યથાવિધિ કરેલી એવી યાગ્નો પણ વિશ્વપતિની કૃપા વીના નિષ્ફળતાને પામે છે ॥ ૧૯ ॥

अप्रगल्भै र्विरचिताः क्रमहीना आपिक्रियाः ॥
यत्नं विनैव सिद्धयंति कृपाचेत्परमात्मनः॥ २० ॥

અપ્રૌઢ [ સામાન્ય ] પુરૂષોયે કરેલી અને ક્રમ વગર ની ક્રિયાઓ પણ જો પરમાત્માની કૃપા થઈ જાયતો વગર યત્નેંજ સિદ્ધ થઈ જાય છે ॥ ૨૦ ॥

यद्यत् सुख मुतैश्वर्यं दृश्यते श्रूयतेऽपि च ॥
तदीशकृपया प्राप्यं स्याच्चेद् ब्रह्माडमंडले ॥ २१ ॥

જેજે સુખ કે ઐશ્વર્ય દેખાય છે અથવા સંભળાય છે તે જો આ બ્રહ્માંડમંડળમાં હોય તો ઇશ્વર કૃપાવડે પ્રાપ્ય છે ॥ ૨૧ ॥

तस्मात्तीव्रेण वेगेन मनः कृत्वा समाहितम् ॥
प्रथमं तत्प्रसा·ाय सुज्ञैर्यत्नो विधीयताम् ॥ २२ ॥

માટે તીવ્ર વેગવડે મનને સમાહિત ( એકાગ્ર ) કરી. સુજ્ઞ પુરૂષોએ તેના પ્રસાદ માટે પ્રથમ પ્રયત્ન કરવો જોઇયે ॥ ૨૨ ॥

यदा चर्मवदाकाशं वेष्टयिष्यंतिमानवः ॥
तदा देव मविज्ञाय दुःखस्यांतो भविष्यति ॥२३॥

જ્યારે મનુષ્યો ચર્મની પેઠે આકાશને વીંટી શકશે ત્યારે દેવનું ( જ્યોતિ રૂપ પ્રકાશક, ચેતનરૂપ પરમાત્માનું ) વિજ્ઞાન. ( અપરોક્ષ જ્ઞાન ) મેળવ્યા વીના દુઃખનો અંત આવી શકશે અર્થાત્ જેમ ચાંબડાંની પઠે. આકાશનું વેષ્ટન અશકય છે તેમ પરમાત્માનું અપરોક્ષ જ્ઞાન થયા વીના, દુઃખનો અંત આવવો અશકય છે ॥ ૨૩ ॥

इत्याद्यैः श्रौत वचनैर्देवविज्ञान मंतरा ॥
उपायो दुःखनाशस्य द्वितीयो नाऽवलोक्यते ॥२४॥

ઉપર કહેલ ઇત્યાદિ. શ્રુતિ વચનોવ પરમાત્માના વિજ્ઞાન વિના. દુઃખ નાશનો બીજો ઉપાય. જોવામાં આવતો નથી ॥ ૨૪ ॥

यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह ॥
इत्याद्याः श्रुतयस्त्वाहु रचिंत्यत्वं परात्मनः ॥२५॥

વળી. ( વાણી મનની સાથે જેને પામ્યા વિના. પાછી વળે છે. ) ઇત્યાદિ શ્રુતિઓ તો પરમાત્માનું અચિંત્યપણું બતાવે છે ॥ ૨૫ ॥

अचिंत्यत्वा दनंतत्वा दगाधत्वा त्तथैवच ॥
दुष्प्रापः प्रतिभात्येष परमात्मा सनातनः ॥२६॥

મને એમ લાગે છે કે અચિંત્ય હોવાથી. અનંત હોવાથી અને અગાધ હોવાથી. સનાતન પરમાત્મા ખરેખર દુષ્પ્રાપ છે ॥ ૨૬ ॥

सत्यमेतत्तथाऽप्येष तन्निष्ठैस्तत्परायणैः ॥
अवाप्यते शांतचित्तै रुत्तमै रधिकारिभिः ॥२७॥

જો કે એ વાત સત્ય છે. પરમાત્મા ખરેખર દુષ્પ્રાપ છે તોપણ તેમાં નિષ્ઠા રાખનારા. તેમાંજ તત્પર રહેનારા શાંત ચિત્તવાળા ઉત્તમ અધિકારીઓ વડે તે પ્રાપ્ત કરી શકાય છે ॥ ૨૭ ॥

शान्ता दान्ता जितात्मानस्तत्वनिष्ठा महर्षयः ॥
प्रापुः श्रीपरमात्मानं श्रद्धया योगयुक्तया ॥२८॥

શાંત દાંત જીતેંદ્રિય. તત્વનિષ્ઠ મહર્ષિઓ યોગ યુક્ત શ્રદ્ધાવડે તે પરમાત્માને પામી ગયા છે ॥ ૨૮ ॥

दृश्यतेत्वग्र्या बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥
त्यथा श्रुतिरीशस्य प्राप्तिमाह महात्मनाः ॥२९॥

સૂક્ષ્મદર્શિ પુરૂષોયે સૂક્ષ્મ અને એકાગ્ર બુદ્ધિવડે તે

જોઇ શકાય છે. અનુભવી શકાય છે. આ શ્રુતિ યોગ્ય મહાત્માઓને ઇશ્વરની પ્રાપ્તિ થાય છે એમ કહે છે ॥ ૨૯ ॥

वीतरागभयक्रोधैर्मुनिभिर्वेदपारगैः ॥
निर्विकल्पो ह्ययंदृष्टः प्रपंचोपशमोऽद्वयः ॥
इत्युक्तवंतः प्राचीना गौडाचार्या अपिस्वयम् ॥३०॥

રાગ ભય અને ક્રોધ જેના જતા રહ્યા છે. એવા અને ઉપનિષદ્ના પારને પહોચેલા એવા મુનિઓયે જ્યાં સઘળા પ્રપંચનો ઉપશમ થઇ જાય છે જે નિર્વિકલ્પ અને એક છે એવા પરમાત્મા જોયા છે—અનુભવ્યા છે—એમ પ્રાચીન ગૌડાચાર્ય ( શ્રીશંકરાચાર્યના ગુરૂના ગુરૂ ) પોતે કહી ગયા છે ॥૩૦॥

अव्यक्त मैश्वरं रूपं सहसा नाऽनुभूयते ॥
अतः श्रद्धावतां पूर्वं व्यक्तोपासनमिष्यते ॥३१॥

ઇશ્વરનું ( પરમાત્માનુ ) અવ્યકત રૂપ કે જે ઇંદ્રિયો વડે જોઇ શકાતું નથી. તેનો અનુભવ સહસા થઈ શકતો નથી માટે પ્રથમ શ્રદ્ધાવાન્ પુરૂષોને વ્યક્તની ઉપાસના ઇષ્ટ ગણાયેલી છે ॥ ૩૧ ॥

व्यक्तं रूप मुपास्याऽऽदौ पश्चादव्यक्तगामिनाम् ॥
अव्यक्तेऽपि मनः स्थैर्यं क्रमात् समुपजायते ॥३२॥

જે પુરૂષો પ્રથમ વ્યક્તરૂપની ઉપાસના કરી પછી અવ્યકતમાં જાય છે તેઓનું મન ક્રમે કરી અવ્યકતમાં પણ સ્થિર થઇ જાય છે ॥ ૩૨ ॥

अत एवहि शास्त्रेषु मुनिभि दीर्घदार्शिभिः ॥
दर्शितो देवसेवायाः सोपानाऽऽरोहणक्रमः ॥३३॥

એટલા માટેજ દીર્ઘદર્શી મુનિઓાયે દેવ સેવાનો સોપાના રોહણ ક્રમ-( ક્રમે ક્રમે પગથીએ પગથીયે ચડવું તે) બતાવેલ છે ॥ ૩૩ ॥

अप् स्वग्नौ हृदये सूर्येस्थंडिले प्रतिमासु च ॥
षट्स्वेतेषु हरेः सम्य गर्चनं मुनिभिः स्मृतम् ॥३४

જળમાં-અગ્નિમાં હૃદયમાં-સૂર્યમાં સ્થંડિલમાં-અને પ્રતિમામાં એમ છ સ્થાનમાં ભગવાનનું સારી રીતે અર્ચન મુનિઓાયે કહેલું છે ॥ ૩૪ ॥ ( સ્મૃતિ )

येषां विशेषजिज्ञासा स्यादत्राऽदृष्टयोगतः ॥
तैस्तु शास्त्रगुरुद्वारा ज्ञेयं सर्वमशेषतः ॥ ३५ ॥

જેઓને પ્રારબ્ધ યોગે આ વિષયમાં વિશેષ જીજ્ઞાસા થાય તેણે શાસ્ત્ર દ્વારા અને ગુરૂ દ્વારા એ બધુ અથર્થી ઇતિ સુધી જાણી લેવું—॥ ૩૫ ॥

# ईश्वराऽस्तित्वनिश्चयः ।

सुज्ञैनचेश्वरास्तित्वे शंका कार्या कदाचन ॥
यतस्तत्सत्तयैवेदं चेष्टते सकलं जगत् ॥ १ ॥

સુજ્ઞ પુરૂષોય ઇશ્વરના આસ્તિત્વ વીશે કદી પણ શંકા કરવી નહી કેમકે તેની સતાવડેજ આ સઘળું જગત ક્રિયા (ચેષ્ટા) કરે છે ॥ ૧ ॥

इयं ब्रह्मांडरचना विचित्रा विविधाऽऽकृतिः ॥
कर्तारमंतरानैषा कदाचिदुपपद्यते ॥ २ ॥

વિચિત્ર અને વિવિધ આકૃતિવાળી આ બ્રહ્માંડ રચના કર્તા વિના કોઈ રીતે ઘટી શકતી નથી. ॥ ૨ ॥

नियमैः परमेशस्य बद्धमेतच्चराचरम् ॥
ईश्वरस्थापितां स्वीयां मर्यादां नातिवर्तते ॥३॥

પરમેશ્વરના અચળ નિયમોથી બંધાયેલું આ ચરાચર જગત ઇશ્વરે સ્થાપિત કરેલી પોત પોતાની મર્યાદાને ઉલ્લંઘન કરતું નથી ॥ ૩ ॥

देशकालानुसारेण यथाऽर्हं पर्यवस्थिताः ॥
ऋतवो दर्शयंत्येव महिमानं महेशितुः ॥४॥

દેશકાળને અનુસરી યથાયોગ્ય ( જેમ ઘટે તેમ નિયમ સર ) આવ્યા કરતી ઋતુઓ મહેશ્વરના મહિમાને બતાવે છે ॥૪॥

क्रुद्धश्चेन्निखिलंविश्वं यः समर्थः प्रबाधितुम् ॥
सवायुरीश्वरकृतां मर्यादामेव सेवते ॥ ५ ॥

જે વાયુ કોપ પામ્યો હોયતો આખા વિશ્વને ઊંધુંચતું કરવાને ( ઉથલાવી પાડવાને ) સમર્થ છે તે વાયુ પણ ઇશ્વરે બાંધી આપેલી મર્યાદાનેજ સેવે છે ॥ ૫ ॥

त्रैलोक्यंगिलितुंशक्तोऽप्यनंतोऽयं महोदधिः ॥
जहाति नहि मर्यादां स्वीयामीश्वरसतया ॥ ६ ॥

આ અનંત અપાર મહોદધિ જે આખા ત્રૈલોક્યને ગળી જવાને સમર્થ છે તે પણ ઇશ્વરની સત્તાવડે પોતાને માટે નિયત થયેલી બાંધી આપેલી મર્યાદાને છોડતો નથી ॥ ૬ ॥

नक्षत्रचक्र मप्येत न्निराधार मिवस्थितम् ॥
यथोचितं भ्रमत्यस्य परमेशस्य शासनात् ॥ ७ ॥

કેમ—જાણે નિરાધાર હોય તેમ આકાશમાં અધર રહેલું આ નક્ષત્ર મંડળ પણ પરમેશ્વરના શાસનથીજ યથો-ચિત ( જેમ ઘટે તેમ ) ભ્રમણ કર્યાં કરે છે ॥ ૭ ॥

सूर्यचंद्रप्रभृतयो निराधारा इवस्थिताः ॥

आधारं परमेशस्य नून माचक्षते स्फुटम् ॥ ८ ॥

કેમ જાણે સાવ નિરાધાર હોય તેમ આકાશમાં અધર રહેલા સૂર્ય ચંદ્ર આદિ ગ્રહો પણ પોતાના આધારરૂપ પરમેશ્વરને સ્પષ્ટ રીતે બતાવી આપે છે ॥ ૮ ॥

दुर्वहै र्विविधैर्भारै राक्रांतेयं वसुंधरा ॥
भारार्ताऽपि महेशस्य सत्तयैव ऽवतिष्ठते ॥ ९ ॥

મહા દુઃખવડે ઉપાડી શકાય એવા વિવિધ ભારોવડે દબાયેલી આ પૃથ્વી ભારથી પીડિત છતાં મહેશની સત્તા વડેજ સ્થિર થઇ રહે છે. ( નીચે બેસી જતી નથી ) ॥૯॥

वने विना प्रयासेन जातं क्षित्यंकुरादिकम् ॥
निरूपय ति कार्यत्वात् कर्तारं परमेश्वरम् ॥ १० ॥

વનની અંદર વગર પ્રયાસે ઉત્પન્ન થતા. પૃથ્વીમાં કુદરતી રીતે ઉગી નીકળતા. અંકુરો કાર્યરૂપ હોવાથી પોતાના કર્તા અનંત શક્તિમાન્ પરમેશ્વરને સિદ્ધ કરી આપે છે ॥૧૦॥

ब्रह्मांडव यं पिंडो यो जडः पांचभौतिकः ॥
तत्र ज्ञानाक्रियाशक्तिस्थापकः परमेश्वरः ॥ ११ ॥

બ્રહ્માંડની પેઠે આ પિંઠ ( શરીર ) કે જે જડ અને પાંચ ભૌતિક ( પંચમહાભૂતથી બનેલો ) છે. તેમાં પણ જ્ઞાન

શકિત અને ક્રિયા શક્તિને સ્થાપન કરનાર ટકાવી રાખનાર પરમેશ્વરજ છે ॥ ૧૧ ॥

भयादस्याग्निस्तपति भयात्तपतिसूर्यः ॥
भयादिंद्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः ॥
ददातिमातृवद्बोधमेवं करुणयाश्रुतिः ॥ १२ ॥

"પરમાત્માના ભયથી અગ્નિ તપે છે. સૂર્ય પણ તપે છે. ઈંદ્ર વાયુ. અને મૃત્યુ (યમ) એ સર્વ એ જગન્નિયંતાના ભયથીજ પોતાના કાર્યમાં સદા તત્પર રહે છે" આ પ્રમાણે માતાની પઠે અતિ વાત્સલ્યવાળી એવી શ્રુતિ કરૂણા વડે ઇશ્વરના આસ્તિત્વનો બોધ આપે છે ॥ ૧૨ ॥

शक्ति रस्त्यैश्वरीकाचित् सर्ववस्तुनियामिका ॥
आनन्दमयमारभ्य गूढा सर्वेषु वस्तुषु ॥ १३ ॥
वस्तुधर्मा नियम्येरन् शक्त्या नैवयदातदा ॥
अन्योन्य धर्मसांकर्यात् विप्लवेत जगत्खलु ॥
इत्थं पंचदशीकारः प्राह विद्वान् दयानिधिः ॥१४॥

સર્વ વસ્તુને નિયમમાં રાખનારી કોઇ એક પરમાત્માની અચિંત્ય શકિત છે કે જે આનંદમય કોશથી માંડીને સર્વ વસ્તુઓમાં ગૂઢ રૂપે રહેલી છે એનું કામ સર્વ વસ્તુને નિય-

મમાં રાખવાનું છે એ શક્તિ જો વસ્તુના ધર્મોને નિયમમાં ન રાખે તો એક બીજાના ધર્મો એક બીજામાં જતા રહે અગ્નિનો ધર્મ જળમાં અને જળનો ધર્મ અગ્નિમાં એમ વસ્તુના ધર્મ અનિયમિત થઈ જાય તો આખા જગતનો વિપ્લવ થઈ જાય. આવી રીતે પરમ કૃપાળુ પંચદશીકાર વિદ્વાન્ વિદ્યારણ્ય મુનિયે કહેલું છે ॥ ૧૪ ॥

अनादित्वेऽपि जगतो व्यपस्थापक मंतरा ॥
व्यवस्थाया अभावेन नस्या देव जगत्स्थितिः १५
व्यवस्थापक ईशस्तु तत्राऽप्यावश्यकः खलु ॥
सर्वं नियम्ययस्तस्य व्यवस्थां स्थापयेध्ध्रुवाम् ॥१६॥

સાંખ્ય મત પ્રમાણે જગતને અનાદિ માનવામાં આવે તો પણ વ્યવસ્થાપક જો કોઈ ન હોય તો વ્યવસ્થાના અભાવથી જગતની સ્થિતિજ રહી શકે નહીં જગતને અનાદિ માનવાના પક્ષમાં પણ વ્યવસ્થાપક ઇશ્વરને માનવા એ આવશ્યક છે કે જે સર્વને નિયમમાં રાખી તેની ધ્રુવ એવી વ્યવસ્થાને કરે. ॥ ૧૬ ॥

लोकायताभिः प्रायो नास्तिकै रावृतं जगत् ॥
तेषां संगो विशेषण वर्जनीयः शुभैषिभिः ॥१७॥

ઘણે ભાગે ચાર્વાક આદિ નાસ્તિકો વડે આ જગત વિંટાયલું છે માટે પોતાનું શુભ ઇચ્છનાર એવા પુરૂષે વિશેષે કરીને તેવા નાસ્તિકોનો સંગ રાખવો નહિ. ॥ ૧૭ ॥

**भगवान् रामचंद्रोपि बोधयामास बांधवम् ॥**
**भरतं प्रश्नरूपेण तेषां संगस्य हेयताम् ॥ १८ ॥**

આદિ કવિ વાલ્મીકિના બનાવેલ રામાયણમાં ભગવાન રામચંદ્રજીયે પણ પોતાના ભાઈ ભરતને પ્રશ્ન કરી તેવાઓના સંગનો ત્યાગ કરવાનો ઉપદેશ કરેલો છે. ॥ ૧૮ ॥

**कच्चिन्न लोकायतिकान् ब्राह्मणां स्तात सेवसे ॥**
**अनर्थ कुशलाह्येते बालाः पंडितमानिनः ॥१९॥**

**( वाल्मीकि रामायण )**

હે તાત ! શું તું લોકાયતિક [ચાર્વાક મત વાળા] એવા બ્રાહ્મણોને તો નથી સેવતો કે ! કેમકે તેઓ અનર્થમાં કુશલ છે બાલક છે અને પાંડિત્યના અભિમાની છે ॥ ૧૯ ॥



# धार्मिकता.

सर्वाः प्रवृत्तयो लोके सुखार्था एव केवलम् ॥
वस्तुतः सुखलाभस्तु धर्मा देवेति निर्णयः ॥ १ ॥

લોકમાં બધી પ્રવૃતિઓ કેવળ સુખને માટેજ છે. વસ્તુ દૃષ્ટિથી જોતાં સુખનો લાભ ધર્મથીજ થાય છે એવો નિર્ણય છે. ॥ ૧ ॥

सुखंतु जगतामेव काम्यं धर्मेण जन्यते ॥
इत्याह विश्वनाथोऽपि न्यायशास्त्रधुरंधरः ॥ २ ॥

જગતનો જે કાંઈ ઇચ્છાનો વિષય છે તે સુખ કહેવાય છે તે ધર્મથી ઉત્પન્ન થાય છે એમ ન્યાયશાસ્ત્રના ધુરંધર પંડિત વિશ્વનાથ કહે છે ॥ ૨ ॥

वैद्याचार्योऽपि वाग्भट्टः श्लोक रत्नमि- जगौ ॥
सुखार्थाः सर्वभूतानां मताः सर्वाः प्रवृत्तयः ॥
सुखंच न विना धर्मा त्तस्माद्धर्मपरो भवेत् ॥३॥

વૈદ્યાચાર્ય• શ્રી વાગ્ભટ્ટે પણ આ નીચેનું શ્લોક રત્ન પોતાના ગ્રંથમાં મૂકેલું છે

સર્વ પ્રાણિમાત્રની સર્વ પ્રવૃત્તિઓ સુખને માટેજ છે

અને સુખ ધર્મ વિના પ્રાપ્ત થતું નથી માટે મનુષ્યે જેમ બને તેમ ધર્મ પરાયણ થવું–॥ ૩ ॥

रावणाद्याह्यधर्मेण विनाशं समुपागताः ॥
तस्मात् कदाऽपिनाऽधर्मेस्थापनीयं मनो बुधैः ॥४॥

અધર્મ વડે રાવણાદિકનો વિનાશ થયો હતો માટે સુજ્ઞ પુરૂષે કોઈ દિવસ અધર્મમાં મનની સ્થાપના ન કરવી. ૪

पुरुषार्थेषु धर्मस्तु प्रथमं गण्यतेयतः ॥
धर्ममूलकता तेन परेषां संप्रतीयते ॥ ५ ॥

ચારેય પુરૂષાર્થોમાં ધર્મને પ્રથમ ગણવામાં આવે છે તેથી એમ જણાય છે કે બીજા ત્રણ પુરૂષાર્થો ધર્મ મૂલક (ધર્મ જેનુ મૂળ છે તેવા) છે ॥ ૫ ॥

निक्षिप्तं हृदयक्षेत्रे श्रद्धयाच सुपालितः ॥
धर्मबीजं ददात्येव मिष्टां फलपरंपराम् ॥ ६ ॥

હૃદયરૂપી ક્ષેત્રમાં નાખેલું ( વાવેલુ ) અને શ્રદ્ધાવડે સારી રીતે રક્ષણ કરાયેલું ધર્મબીજ મિષ્ટ એવી ફલ પરંપરાને જરૂર આપે છે ॥ ૬ ॥

सर्वज्ञश्चदयापूर्णो माननीयो महाशयः ॥
भगवान् मनुरप्याह सत्यां धर्मसहायताम् ॥ ७ ॥

સર્વજ્ઞ, દયાવડે પૂર્ણ, માન આપવા યોગ્ય મહાશય ભગવાન્ મનુમહારાજ પણ ધર્મની સહાયતા સત્ય છે એમ કહે છે ॥ ૭ ॥

मृतं शरीर मुत्सृज्य काष्टलोष्टसमंक्षितौ ॥
विमुखा बांधवायांति धर्मस्त मनुगच्छति ॥ ८ ॥

મરી ગયેલ અને કાષ્ટપાષાણ જેવી જડ સ્થિતિને પામેલાં શરીરને પૃથ્વીમાં છોડી દઇ ( બાળી દઇ કે દાટી દઈ ) વિમુખ થઇ ( ઉદાસી મોઢે ) પોત પોતાને ઘેર સર્વ બાંધવો ચાલ્યા જાય છે. માત્ર એકજ ધર્મજ તેને પછવાડે જાય છે ॥ ૮ ॥

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयातियः ॥
शरीरेण समंनशं सर्व मन्यत्तु गच्छति ॥ ९ ॥

[ मनु ]

ખરેખરો સુહૃદ્ ( મિત્ર ) એક ધર્મજ છે કે જે મરણ થયા પછી પણ સાથેજ જાય છે. બાકી બધું શરીરની સાથે નાશ પામી જાય છે ॥ ૯ ॥

( મનુ )

अध्रुवेणशरीरेण प्रतिक्षणविनाशिना ॥
ध्रुवंयो ना र्जयद्धर्मं सशोच्यो मूढचेतनः ॥ १० ॥

પ્રતિક્ષણ વિનાશવાળા આ અધ્રુવ શરીરવડે જે પુરુ ધ્રુવ. (શાશ્વત) એવા ધર્મનુ સંપાદન ન કરે તે મૂઢ બુદ્ધિ વાળો ખરેખર શોચનીય છે ॥ ૧૦ ॥

धर्मा दपेतं यत्कर्म यद्यपिस्यान्महाफलम् ॥
न तत्सेवेत मेधावी नहि तद्धित मुच्यते ॥ ११

જે કર્મ મહાફળ આપનારૂં હોય છતાં ધર્મથી રહિત હોયતો સારા બુદ્ધિમાન્ પુરૂષે તેનું સેવન કરવું નહીં કેમકે તે આ જગતમાં હિતરૂપ થતું નથી ॥ ૧૧ ॥

चोदना लक्षणो योऽर्थः सधर्म इति जैमिनिः ॥
निरूप्य वेदमेवाह धर्ममार्गप्रदर्शकम् ॥ १२ ॥

( જેને માટે વેદ શાસ્ત્રમાં વિધિ વાક્ય હોય. અને કલ્યાણ કારક હોય તે ધર્મ કહેવાય છે. એવું ધર્મનુ લક્ષણ બતાવી મહર્ષિ જૈમિનિયે પૂર્વ મીમાંસામાં ધર્મનો માર્ગ બતાવનાર વેદ છે એમ સૂચવ્યું છે. ॥ ૧૨ ॥

निःश्रेयसा भ्युदययोर्यतः सिद्धिः प्रवर्तते ॥
सधर्म इति सुस्पष्टं कणादमुनिरुक्तवान् ॥ १३ ॥

( જેનાથી અભ્યુદય અને નિઃશ્રેયસ એ બન્ને સિદ્ધ થાય તે ધર્મ ) એવું ધર્મનુ લક્ષણ કણાદ મુનિયે સ્પષ્ટ રૂ કહેલું છે ॥ ૧૩ ॥

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीलेच तद्विदाम् ॥
आचारश्चैव साधूना मात्मनस्तुष्टिरेवच ॥
धर्ममूलं जगादैवं याज्ञवल्क्यो महामुनिः ॥ १४ ॥

સમગ્ર વેદ એ ધર્મનું મૂળ છે. તેમજ વેદ અને તેના અંગ સહિત અર્થને જાણનાર મનુ આદિ મહર્ષિઓની સ્મૃતિ અને શીળ એ પણ ધર્મનું મૂળ છે. ધર્મ બુદ્ધિથી સ્વીકારેલ સાધુ (મહાત્માઓનો—શિષ્ટ પુરૂષોને) આચાર અને પોતાના આત્માની તૃપ્તિ. (જે વિષયોમાં વિકલ્પ હોય તેમાં) એ પણ ધર્મનું મૂળ છે એવી રીતે મહામુનિ યાજ્ઞવલ્કયે ધર્મનું મૂળ બતાવ્યું છે ॥ ૧૪ ॥

धारणा द्धर्ममित्याहुर्द्धर्मो धारयति प्रजाः ॥
यः स्याद्धारणसंयुक्तः सधर्म इति निश्चयः ॥
इत्युक्त्वा भारतं प्राह धर्मं सर्वस्यधारकम् ॥१५॥
मर्यादास्थापको लोके धर्मएव निगद्यते ॥
सर्वथा धर्मनाशश्चे न्निर्मर्यादं भवेज्जगत् ॥१६॥

જગતની સંસ્થા જાળવી રાખનાર વસ્તુને ધર્મ એવા નામથી કહેવામાં આવે છે. ધર્મ ખરેખર પ્રજાને ધારણ કરી રાખનાર છે જે કાંઇ જગતની સંસ્થાને જાળવી રાખે છે

તેજ ધર્મ એવો નિશ્ચય છે. આ પ્રમાણે મહાભારત કહી ધર્મને સર્વનો ધારક–ધારણ કરી રાખનાર કહે છે–જગતની મર્યાદાને જાળવી રાખનાર કોઈ વસ્તુ હોય તો તે ધર્મજ છે. જો જગતમાંથી સર્વથા ધર્મનો નાશ થઈ જાય તો સઘળું જગત મર્યાદા વગરનું ઉચ્છૃંખલ થઈ જાય ॥ ૧૬ ॥

कृष्णां प्रतीमेमवार्थं प्राह राजा युधिष्ठिरः
यादिस्यादफलो धर्मश्चरितो धर्म दर्शिभिः ॥
अप्रतिष्ठे तमस्ये तज्जगन्मज्जेदानिंदिते ॥ १७ ॥

આવાજ મતલબનો શ્લોક દ્રૌપદી પ્રત્યે શ્રીયુધિષ્ઠિર રાજાએ મહાભારતમાં કહ્યો છે જેનો અર્થ નીચે પ્રમાણે

હે પ્રશસ્ય આચરણ વાળી દ્રૌપદી! ધર્મદર્શિ [ સૂક્ષ્મ અતીંદ્રિય ધર્મને જોઈ શકવાના સામર્થ્યવાળા મહા પુરૂષોએ આચરેલો ધર્મ જો નિષ્ફળ હોય તો આ બધું જગત નિરાધાર અનંત–અંધકારમાં ડુબી જાય ( રસાતલ પાતાલમાં જતું રહે) ॥ ૧૭ ॥

पूर्वमेतादृशः कालो बभूव सुखशांतिकृत् ॥
यत्र सद्धर्म एवैक आसीत्सर्वनियामकः ॥ १८ ॥
अत्र प्रमाण रूपंतु व्यासश्लोकमिमं श्रृणु ॥

પૂર્વે સુખ અને શાંતિને કરનાર એક કાળ એવો હતો

કે જેમાં કેવળ એક સદ્ધર્મજ સર્વનો નિયામક હતો આ વિષયમાં પ્રમાણ ભૂત એવો વેદવ્યાસનો આ નીચેનો શ્લોક સાંભળો ॥ ૧૮ ॥

नैवराज्यं न राजाऽऽसीन्न दंड्यो न च दांडिकः ॥
धर्मेणैव प्रजाः सर्वा रक्षंतिस्म परस्परम् ॥ १९ ॥

महाभारत.

રાજ્ય ન હતું રાજા ન હતો દંડ આપવા લાયક કોઈ ન હતું તેમ દંડ આપનાર પણ કોઇ ન હતો પરંતુ સર્વ પ્રજા ધર્મ વડે કરીને એકબીજાનું રક્ષણ કરતી હતી ॥ ૧૯ ॥

केचिदाश्रमधर्माश्च वर्णधर्मास्तथाऽपरे ॥
सामान्यधर्माः संत्यन्ये राजधर्माः पुनःपरे ॥२०॥
केचिन्नैमित्तिकाधर्मा मोक्षधर्माश्च केचन ॥

કેટલાક આશ્રમ ધર્મો, કેટલાક વર્ણ ધર્મો અને બીજા કેટલાક રાજ્યધર્મો શાસ્ત્રમાં જોવામાં આવે છે તેમજ બીજા કેટલાક નૈમિત્તિક ધર્મો અને મોક્ષ ધર્મો પણ છે

एवं सद्धर्मवृक्षोऽयं शतशाखोऽवलोक्यते ॥
यथाऽधिकारं सर्वोऽपि सेवनीयः शुभैषिणा ॥२१॥

એવી રીતે સદ્ધર્મ રૂપ એક આ મહા વૃક્ષ સેંકડો શાખા-

વાળો જોવામાં આવે છે. તેમાંથી પોતાનો જેને માટે અધિકાર હોય તેનું પોતાનું શુભ ઇચ્છનાર પુરૂષે સેવન કરવું ॥૨૧॥

मन्वादिभिर्महामान्यैरुक्तः शिष्टैश्च संमतः ॥
श्रेयस्करो वेदसिद्धो धर्मः प्रोक्तो महर्षिभिः ॥२२॥

મનુ આદિ મહા માન્ય પુરૂષોએ કહેલો તથા શિષ્ટ પુરૂષોએ સેવેલો શ્રેયસ્કર અને વેદસિદ્ધ તે ધર્મ એમ મહર્ષિઓનું કહેવું છે ॥ ૨૨ ॥

यत्किंचित्संप्रदायादि दृश्यतेऽस्मिन्कलौ युगे ॥
न तद्विषयकं किंचिद्विवेचन मिहोचितम् ॥ २३ ॥

આ કલિયુગમાં સંપ્રદાય વિગેરે જે કાંઇ જોવામાં આવે છે તદ્વિષયક કાંઇપણ વિવેચન અત્ર ઉચિત નથી. ॥ ૨૩ ॥

येनकेनाऽपि मार्गेण भक्तिश्रद्धापुरःसरम् ॥
शास्त्रोक्तः शुभ आचारः सेव्य एवेत्यसंशयम् ॥२४॥

ગમે તે હરકોઇ માર્ગવડે કરીને ભક્તિ પુરસ્સર અને શ્રદ્ધાપૂર્વક શાસ્ત્રમાં કહેલો શુભ આચાર સેવન કરવા યોગ્યજ છે એમાં કશો સંશય નથી ॥ ૨૪ ॥

बाह्यधर्माश्चिह्नरूपाः लोकप्रत्ययहेतवः ॥
तथाऽप्यांतरधर्माणां बहुधा मुख्यता मता ॥ २५ ॥

ચિન્હરૂપ એવા કેટલાક બાહ્ય ધર્મો જો કે લોકોને વર્ણ આશ્રમ આદિની સ્થિતિ બતાવવાને સાધનરૂપ છે ખરા તોપણ બહુધા, આંતર ધર્મોની મુખ્યતા શાસ્ત્રોયે અને મહાત્માઓયે માનેલી છે ॥ ૨૫ ॥

**एकः प्रजायते जंतु रेक एव विलीयते ॥**
**एकोऽनुभुंक्ते सुकृतमेक एवच दुष्कृतम् ॥ २६ ॥**

[श्रीमहाभा०]

મનુષ્ય જ્યારે જન્મ લે છે તે વખતે ગર્ભમાંથી એકલોજ બહાર આવે છે. મરણ પામે છે ત્યારે પણ કોઈ સાથે જતું નથી પણ તે પોતે એકલોજ પરલોકમાં જાય છે અને પોતાના કરેલા પાપ પુણ્ય પણ તે પોતે એકલોજ ભોગવે છે ॥ ૨૬ ॥ ( મહા. )

**नाऽमुत्राहि सहायार्थं पितामाता च तिष्ठतः ॥**
**नपुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्टति केवलम् ॥२७॥**

( मनु. )

પરલોકમાં સહાય માટે માતાપિતા કે સ્ત્રી પુત્ર આદિ કશું કામ લાગતું નથી કે જ્ઞાતિ પણ ત્યાં સહાયતા કરવા આવતી નથી. કિંતુ કેવળ ધર્મજ ત્યાં સહાયતા આપે છે. ૨૭ ( મનુ. )

धनानि भूमौ पशवश्च गोष्ठे कांतागृहद्वारि जनःस्मशाने
देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव
एकः ॥२८॥

પૃથ્વીમાં દાટેલ ધન ત્યાંજ રહી જાય છે; ભેળાં કરેલાં પશુઓ. ( ગાય વિગેરે ) ગોશાળામાંજ બાંધ્યા રહે છે સ્ત્રી ઘરના દ્વાર સુધી ( કુટતી પીટતી ) આવે છે બીજા સગાં સંબંધીઓ તથા સ્નેહિઓ સ્મશાન સુધી આવે છે દેહ પણ ચિતામાં બળી ખાખ થઇ જાય છે પરલોકમાં તો માત્ર જીવ એકજ જાય છે. તેની સાથે માત્ર તેનાં કરેલાં કર્મો [ સંસ્કાર રૂપે ] જાય છે ॥ ૨૮ ॥

सुखदुःखाऽऽदिविषये समालंब्य तटस्थताम् ॥
स्वधर्मः सर्वथासेव्य इत्यूचे पार्थसारथिः ॥ २९ ॥

સુખ દુઃખ આદિના વિષયમાં તટસ્થતા રાખી સ્વધર્મનું સર્વથા સેવન કરવું એમ પાર્થસારથિ શ્રીકૃષ્ણભગવાન્ નું કહેવું છે. ॥ ૨૯ ॥

सुखदुःखे समेकृत्वा लाभाऽलाभौ जयाऽजयौ ॥
ततोयुद्धाय युज्यस्व नैवं पापमवाप्स्ययसि ॥३०॥

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે, સુખ દુઃખ

લાભ હાનિ અને જય પરાજય એ સર્વને સમાન ગણી. યુદ્ધ કે જે તારો પોતાનો ધર્મ છે તેમાં તું જોડાઇ જા આમ કરવાથી તું પાપ ભાગી થઇશ નહીં ॥ ૩૦ ॥

**कर्मण्येवाऽधिकारस्ते मा फलेषु कदाचन ॥**
**माकर्मफलहेतुर्भूर्मातेसंगोऽस्त्व कर्मणि ॥ ३१ ॥**

તારો અધિકાર કર્મમાંજ છે. ફળમાં કોઇ દિવસ નથી તારે કર્મના ફળને હેતુ રૂપ ગણી–તે તરફ માત્ર દૃષ્ટિ રાખી કર્મ ન કરવું તેમ કર્મ ન કરવાની વાતમાં પણ (નિષ્ક્રિય–આલસુ રહેવામાં પણ) તારે આસક્તિ ન રાખવી.

**सक्ताः कर्मण्यविद्वांसो यथाकुर्वीति भारत ॥**
**कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥३२॥**

હે અર્જુન ? જેમ અવિદ્વાન્ માણસો આસક્તિ પૂર્વક કર્મ કરે છે તેમ વિદ્વાન્ માણસે આસક્તિ રહિત થઇ લોક સંગ્રહ માટે કર્મ કરવાં. ॥ ૩૨ ॥

# शास्त्रविचारः

किंहेयम् किमुपादेय मसारं सारवच्चाकिम् ॥
शास्त्रै रेतद्विजानंति विद्वांसो वसुधातले ॥ १ ॥

શું ત્યાગ કરવા યોગ્ય છે અને શું ગ્રહણ કરવા યોગ્ય છે. શું સારવાળું છે અને શું નિઃસાર છે એ વિદ્વાન્ પુરૂષો આ પૃથ્વીમાં શાસ્ત્રાવડેજ જાણી શકે છે ॥ ૧ ॥

मूलं किं सद्विचाराणां श्रेयसोऽभ्युदयस्यच ॥
ज्ञायते सर्वमेतद्धि शास्त्रेभ्यो बुद्धिशालिभिः ॥२॥

સદ્વિચારનું શું મૂળ છે તેમજ શ્રેયનું અને અભ્યુદયનું શું મૂળ છે એ બધું બુદ્ધિમાન્ પુરૂષોયે શાસ્ત્ર દ્વારા જાણી શકાય છે ॥ ૨ ॥

शुभशास्त्रविचारेण ज्ञातज्ञेया महाशयाः ॥
जायन्ते मानवा लोके माननीया महात्मनाम् ॥३॥

શુભ શાસ્ત્રોના વિચાર વડે જે મહાનુભાવ પુરૂષો જ્ઞાતજ્ઞેય છે (જાણવાનું જેણે જાણી લીધું છે તેવા છે) તેઓ આ લોકમાં મહાત્માઓને માનનીય થઇ પડે છે ॥૩॥

शान्तिर्विरक्तिरौदार्यं धैर्यमित्यादयो गुणाः ॥
नित्यं शास्त्रनिमग्नेषु सत्सु वासं प्रकुर्वते ॥ ४ ॥

શાંતિ વૈરાગ્ય ઔદાર્ય અને ધૈર્ય એ વિગેરે ગુણો નિરંતર શાસ્ત્રમાં નિમગ્ન રહેનાર સત્ પુરૂષોમાં નિવાસ કરે છે ॥ ૪ ॥

विपत्प्रहारपातेन जर्जरे जनचेतसि ॥
करोत्यंतः शुभांशांतिं शुद्धः शास्त्रसमाश्रयः ॥५॥

વિપત્તિઓના પ્રહાર પડવાથી, સાવશિથિલ થઇ ગયેલા મનુષ્યના હૃદયમાં શુદ્ધ એવો શાસ્ત્રોનો ઉત્તમ આશ્રય અંદર શુભ એવી શાંતિને ઉત્પન્ન કરે છે ॥ ૫ ॥

व्यासवाल्मीकिमुख्याये मुनयो दीर्घदर्शिनः ॥
प्रोक्ता तैरपि निःशंकं शास्त्राणा मतिमान्यता॥६॥

વ્યાસ વાલ્મીકિ વિગેરે દીર્ઘદર્શી મુનિઓ થઇ ગયા છે તેમણે પણ નિઃશંકપણે શાસ્ત્રોનું અતિ માન્યપણું કહેલું છે ॥ ૬ ॥

अहर्निशं शुभैः शास्त्रैः शुद्धे मानवमानसे ॥
अंतः स्फुरंति विविधा विचाराः शुभहेतवः ॥७॥

અહર્નિશ શુભ શાસ્ત્રોના પરિશીલનથી શુદ્ધ થઇ ગયેલા મનુષ્યના મનમાં અંદર શુભ કારક વિવિધ વિચારો સ્ફુરી આવે છે. ॥ ૭ ॥

तस्माच्छास्त्रं प्रमाणंते कार्याकार्यव्यवास्थितौ ॥
इत्युक्त्वा शास्त्र मेवाह प्रमाणं पार्थसारथिः ॥८॥

(એટલા માટે કાર્ય અકાર્યની વ્યવસ્થામાં) શું કાર્ય અને શું અકાર્ય એ નિર્ણયમાં, શાસ્ત્રજ પ્રમાણ છે એમ કહી પાર્થસારથિ શ્રીકૃષ્ણ ભગવાને શાસ્ત્રનીજ પ્રમાણતા સિદ્ધ કરી છે ॥ ૮ ॥

उच्छास्त्रं शास्त्रितं चेतिं पौरुषं द्विविधं स्मृतम् ॥
तत्रोच्छास्त्र मनर्थाय परमार्थाय शास्त्रितम् ॥
एवं स्तौति वसिष्टोऽपि पौरुषं शास्त्रयंत्रितम् ॥९॥

પુરૂષાર્થ બે પ્રકારનો છે એક શાસ્ત્ર મર્યાદામાં રહીને અને બીજો શાસ્ત્ર મર્યાદાને ઉલ્લંઘીને તેમાં ઉચ્છાસ્ત્ર એટલે કે શાસ્ત્ર મર્યાદા છોડી કરવામાં આવતો પુરૂષાર્થ અનર્થજનક થઇ પડે છે અને શાસ્ત્ર મર્યાદાને અનુસરીને કરવામાં આવતો પુરૂષાર્થ પરમાર્થ સાધક થાય છે આમ કહી શ્રી વસિષ્ટમુનિ પણ શાસ્ત્રને અનુસરનાર પુરૂષાર્થને વખાણે છે ॥૯॥

उल्लंघ्य शास्त्रमर्यादां यथेच्छं यः प्रवर्तते ॥
तं लोकद्वयविभ्रष्टं प्राह श्रीबादरायणः ॥१०॥

જે મનુષ્ય શાસ્ત્રમર્યાદાને છોડીને યથેચ્છ પ્રવૃત્તિ કરે

છે. તેને ભગવાન્ શ્રી બાદરાયણ ઉભય લોકથી ભ્રષ્ટ થયેલો કહે છે. ॥ ૧૦ ॥

यस्य नाऽऽर्षं प्रमाणं स्याच्छिष्टाचारश्च भामिनि ? ॥
नैवतस्यपरोलोको नाऽपरश्चेति निश्चयः ॥
धर्मराज उवाचेदं भारते द्रौपदीं प्रति ॥ ११ ॥

હે દ્રૌપદી ? જેને આર્ષ ગ્રંથ કે ઋષિ પ્રણીત વચનો પ્રમાણભૂત નથી લાગતા તેનો આ લોક કે પરલોક એમાંથી એકેય સિધ્ધ થતો નથી એમ નિશ્ચય છે. આ પ્રમાણે ભારતમાં દ્રૌપદી પ્રત્યે યુધિષ્ઠરે કહેલું છે ॥ ૧૧ ॥

दुःसहा राम ! संसारविषावेशविषूचिका ॥
योगगारुडमंत्रेण पावनेनोपशाम्याति ॥ १२ ॥

શ્રી વસિષ્ટજીયે પણ યોગવાસિષ્ટમાં શ્રી રામચંદ્રજી પ્રત્યે એમ સ્પષ્ટ કહેલું છે કે હે રામ ? સંસારરૂપી આ મહા ઝેરી વિષૂચિકા. પવિત્ર એવા યોગરૂપી ગારૂડમંત્રવડે ઉપશાંત થઇ જાય છે ॥ ૧૨ ॥

स च योगः सज्जनेन सह शास्त्रविचारणात् ॥
परमार्थज्ञानमूलो नूनं लभ्यत एवहि ॥
इत्युक्तं श्री वसिष्टेन रामचंद्रं प्रति स्फुटम् ॥१३॥

અને તે યોગ સજ્જન સાથે શાસ્ત્ર વિચારથી પ્રાપ્ત થઇ શકે છે. અને જેનું મૂળ પરમાર્થ જ્ઞાન છે. આ પ્રમાણે શ્રી વસિષ્ટજીયે રામચંદ્રજીના પ્રતિ સ્ફુટરૂપે કહેલું છે ॥૧૩॥

अनेकसंशयोच्छेदि परोक्षार्थस्य दर्शकम् ॥
सर्वस्य लोचनं शास्त्रं यस्य नाऽऽस्त्यंध एवसः ॥१४॥

અનેક સંશયોને કાપી નાખનાર પરોક્ષ વિષયોનું પણ જ્ઞાન ઉત્પન્ન કરનાર શાસ્ત્ર સર્વનું લોચન છે. અને તે જેને નથી તે ખરેખર અંધજ છે ॥ ૧૪ ॥

# सत्संगतिप्रभावः ॥

आधि व्याधिशतैरार्तान् नरान् निष्किंचनानपि ॥
अंतः शीतलयत्येषा शुभा सज्जनसंगतिः ॥ १ ॥

સેંકડો આધિ વ્યાધિથી પીડિત એવા અકિંચન પુરૂષોને પણ શુભ એવી સજ્જનસંગતિ અંદર શીતલ બનાવી દે છે. ૧

दुर्वारा स्त्रिविधास्तापाः पापानि विविधानिच ॥
नश्यंति क्षणमात्रेण सत्संगस्य निषेवणात् ॥२॥

ત્રણ પ્રકારના (આધ્યાત્મિક—આધિભૌતિક—આધિદૈવિક) તાપો અને અનેક પ્રકારનાં પાપો એક ક્ષણ માત્ર સત્સંગ સેવવાથી નાશ પામી જાય છે ॥ ૨ ॥

यन्न यत्नशतेनाऽपि लभ्यते भुवि मानवैः ॥
तत्सुखं साधयत्येव सहसा सत्समागमः ॥ ३ ॥

પૃથ્વીમાં જે સુખ સેંકડો પ્રયત્નો વડે મનુષ્યને મળી શકતું નથી તે અમૂલ્ય સુખ સત્સંગથી સહસા ( તત્કાલ ) પ્રાપ્ત થઈ જાય છે. ॥ ૩ ॥

ज्ञानभक्तिविवेकाद्यान् वैराग्याद्यांश्च सद्गुणान् ॥
सत्संगाऽऽख्यः कल्पवृक्षः फलत्येवेतिमे मतिः ॥४॥

જ્ઞાન, ભક્તિ અને વિવેક આદિ તથા વૈરાગ્ય આદિ સદ્ગુણોને સત્સંગ એવા નામનો કલ્પવૃક્ષ અવશ્ય ફળે છે (આપે છે) એમ અમારો નિશ્ચય છે ॥ ૪ ॥

**विकटायां भवाटव्यां भ्रांत्वा श्रांताऽऽत्मनां नृणाम् ॥**
**विश्रांतये भवत्येकः शुभः सत्संगपादपः ॥५॥**

આ વિકટ ભવાટવીમાં ભ્રમણ કરી થાકી ગયેલા પુરૂષોની વિશ્રાંતિને માટે એક સત્સંગ નામનો સદ્વૃક્ષ થઇ પડે છે ॥ ૫ ॥

**सत्संगजलसिक्तायां विशुद्धायां मनोभुवि ॥**
**विवेकबीजं निक्षिप्तं सहसैव प्ररोहति ॥ ६ ॥**

સત્સંગરૂપ જળથી સીંચાયેલી વિશુદ્ધ એવી મનરૂપી ભૂમિમાં વિવેકરૂપ બીજ વાવવામાં આવે તો તે તત્કાલ ઉગે છે ॥ ૬ ॥

**सत्संगस्य प्रभावोऽयं महानतिविलक्षणः ॥**
**यतो ह्यनादिकालीनो भ्रमस्तेन निवर्तते ॥ ७ ॥**

સત્સંગનો આ એક પ્રભાવ મહાન્ અને અતિ વિલક્ષણ છે કે જેથી અનાદિ કાળનો આ સંસારભ્રમ નિવૃત્ત થઈ જાય છે ॥ ૭ ॥

येकचित् सद्गुणालोके सत्स्वेव परिनिष्ठिताः ॥
विनाप्यत्नं स्पृशंत्येते तत्समीपगतंनरम् ॥ ८ ॥

કેટલાએક સદ્ગુણો કે જે સત્પુરૂષોમાંજ માત્ર રહેલા હોય છે તે સત્સમાગમમાં રહેનાર–તેની પાસે રહેનાર પુરૂષમાં વગર પ્રયત્ને પ્રવેશ કરે છે ॥ ૮ ॥

नित्यं सज्जनसंपर्काद्विवेक उपजायते ॥
विवेकपादपस्यैव भोगमोक्षौ फले स्मृतौ ॥
एवं श्रीयोगवासिष्टे वसिष्टेन निवेदितम् ॥ ९ ॥

નિરંતર સજ્જન પુરૂષના સંપર્કથી વિવેક ઉત્પન્ન થાય છે અને વિવેકરૂપ વૃક્ષનાજ ભોગ અને મોક્ષ એ બે ફળ કહેવામાં આવે છે એમ શ્રીયોગવાસિષ્ટમાં વસિષ્ટમુનિનું કહેવું છે. ॥ ૯ ॥

व्यासेनाऽप्येवमेवोक्तं भारतेऽरण्यपर्वणि ॥
बुद्धिश्च हीयते पुंसां नीचैःसह समागमात् ॥
मध्यैश्च मध्यतां याति श्रेष्ठतां याति चोतमैः॥१०॥

શ્રી વેદવ્યાસે પણ મહાભારતમાં અરણ્યપર્વમાં એમજ કહેલું છે કે નીચ પુરૂષોના સહવાસમાં રહેવાથી બુદ્ધિ હલકી થાય છે અને સાધારણ પુરૂષોના સહવાસમાં રહેવાથી બુદ્ધિ

સાધારણ થઇ જાય છે અને ઉત્તમ પુરૂષોના સહવાસમાં રહેવાથી બુદ્ધિમાં ઉત્તમતા આવે છે. ॥ ૧૦ ॥

मा जालस्य योनिर्हि मूढैःसह समागमः ॥
अहन्यहनि धर्मस्य योनिः साधुसमागमः ॥ ११ ॥

મૂર્ખ પુરૂષોની સાથેનો સમાગમ મોહજાળનું એક કારણ છે અને સાધુ મહાત્માઓનો સમાગમ દિવસે દિવસે ધર્મના કારણરૂપ થઇ પડે છે ॥ ૧૧ ॥

येषां त्रीण्यवदातानि तपो विद्याच कर्म च ॥
तान् सेवेत विशेषेण शास्त्रं येषांहि विद्यते ॥ १२ ॥

તપ, વિદ્યા અને કર્મ એ ત્રણેય જેનાં વિશુદ્ધ હોય છે એવા મહાપુરૂષોનું સેવન કરવું. વિશેષે કરીને જેમાં શાસ્ત્ર સંસ્કારો હોય તેનું વિશેષ સેવન કરવું ॥ ૧૨ ॥

कीदृशै र्लक्षणैः संतो ज्ञातव्याः कीदृशाश्चते ॥
इतिचेद्दुर्लभत्वेऽपि त्वं तेषां लक्षणं श्रृणु ॥ १३ ॥

કેવા લક્ષણો વડે સત્પુરૂષોને ઓળખી શકાય તથા સત્પુરૂષો કેવા હોય છે એમ કદાચિત્ તને જીજ્ઞાસા થઈ હોય તો ચાલતા કાળમાં જો કે ખરા સત્પુરૂષો મળવા દુર્લભ છે તો પણ તેનાં લક્ષણો વીશે હું કહું તે શ્રવણ કર. ૧૩

विवेकःसह संपत्या विनयो विद्ययासह ॥
प्रभुत्वं प्रश्रयोपेतं चिह्न मेतन्महात्मनाम् ॥१४॥

[ भारतमंजरी. ]

સંપત્તિ સાથે વિવેક, વિદ્યા સાથે વિનય અને વિવેક સાથે પ્રભુતા એ મહાત્માઓનું ચિન્હ છે. ॥ ૧૪ ॥

(ભારત મંજરી)

परदुःखातुरा नित्यं सर्वभूतहितेरताः ॥
नाऽपेक्षंते महात्मानः स्वसुखानि महांत्यपि ॥१५॥

( महाभा० शिबि आख्यान. )

પરદુઃખ જોઇ આતુર થઈ જતા અને નિરંતર સર્વ પ્રાણિઓના હિતમાં પ્રીતિવાળા મહાત્માઓ પોતાનાં મ્હોટાં સુખોની પણ દરકાર કરતા નથી. ॥ ૧૫ ॥

(મહાભારત–શિબિનું આખ્યાન.)

वित्तेत्यागः क्षमाशक्तौ दुःखे दैन्यविहीनता ॥
निर्दंभता सदाचारे स्वभावोऽयं महात्मनाम् ॥१६॥

क्षेमेंद्र. )

દ્રવ્ય હોય (તો) તેનું યોગ્ય પાત્રમાં દાન કરવું–શક્તિ હોય છતાં ક્ષમા રાખવી, દુઃખમાં દૈન્ય રહિત પણું, અને

દંભ વિના (ઉપરના આડંબર વિના) સદાચારમાં પ્રવૃત્તિ કરવી એ મહાત્માઓનો સ્વભાવ હોય છે ॥ ૧૬ ॥

(ક્ષેમેંદ્ર)

**हिंसाविरहिता चेष्टा वाणी विनयकोमला ॥**
**यस्य ऽवैरं मनस्तस्य शत्रुशून्या दिशोदश ॥१७॥**

જેની ચેષ્ટા હિંસાથી રહિત હોય, વાણી વિનયવડે કોમળ હોય અને મન નિર્વૈર હોય તેને દશેય દિશાઓ શત્રુથી રહિતજ છે. (તેની સાથે શત્રુભાવ કરવાનું કોઇને કારણ રહેતું નથી). ॥ ૧૭ ॥

**विवेकिनो विरक्ताये विश्रांताये परेपदे ॥**
**तेषां तनुत्वमायांति लोभमोहादयोऽरयः ॥१८॥**

(योगवासिष्ठ)

જે પુરૂષો વિવેકી હોય છે, વૈરાગ્યવાન હોય છે અને પરમપદમાં (પરમાત્મામાં) જેનું હૃદય વિશ્રામ પામ્યું હોય છે તેનામાં લોભ, મોહ આદિ આંતર શત્રુઓ બહુ અલ્પ ભાવને પામી જાય છે ॥ ૧૮ ॥

(યોગવા.)

**अयं निजः परोवेति गणना लघुचेतसाम् ॥**
**उदारचारितानांतु वसुधैव कुटुंबकम् ॥ १९ ॥**

અમુક માણસ પોતાનો છે અને અમુક માણસ પારકો છે એવા પ્રકારની ગણના હલકા ચિત્તવાળા પુરૂષોમાં હોય છે. બાકી ઉદાર ચિત્તવાળા પુરૂષની દૃષ્ટિમાં તો આખી પૃથ્વી કુટુંબરૂપજ છે ॥ ૧૯ ॥

(સાહિત્ય)

प्राणैःस्वैः प्राणिनः पांतिसाधवः क्षणभंगुरैः ॥
दध्यङ्शिबिप्रभृतयः कोविकल्पो धरादिषु ॥२०॥

( श्रीभाग )

દધ્ય શિબિ વિગેરે મહાત્માઓ પોતાના ક્ષણ ભંગુર પ્રાણો વડે ઇતર પ્રાણિઓની રક્ષા કરે છે તો પછી બીજાં પ્રાણિઓના બચાવ સંબંધે પૃથ્વી, ધન વિગેરે સંબંધમાં તો શો વિચાર કરવાનો છે ॥ ૨૦ ॥

[શ્રી ભાગવત]

गिरयोगुरवस्तेभ्यो प्युर्वी गुर्वी ततोऽपि जगदंडम् ॥
तस्मादप्यधिकतराः प्रलयेऽप्यचलामहात्मानः ॥२१

બીજા બધા કરતાં પર્વતો ગુરૂઓ [ઉન્નત અને મહાન્] છે પર્વતોના કરતાં પણ પૃથ્વી ઉન્નત અને મહોટી છે તેના કરતાં પણ આ બ્રહ્માંડ મોટું છે અને તેના કરતાં પણ પ્રલય કાળમાં પણ અચળ સ્થિતિમાં રહેનાર મહાત્માઓ ઉન્નત અને મહાન્ છે ॥ ૨૧ ॥

ग्रसमानमिवौजांसि सदसा गौरवेरितम् ॥
नाम यस्याऽभिनंदंति द्विषोऽपिसपुमान्पुमान् ॥२२॥

કથા પ્રસંગમાં સભામાં ગૌરવ વડે ઉચ્ચાર કરાયેલું અને કેમ જાણે સાંભળનારાઓના તેજને ગળી જતું હોય નહી શું (ઝાંખુ કરી દેતું હોય નહી શું) તેમ મહા પ્રતાપી એવું જેનું નામ દ્વેષ કરનાર શત્રુઓને પણ વખાણવું પડે છે તેજ પુરૂષ ખરેખર પુરૂષ કહી શકાય. ॥ ૨૨ ॥

सपुमानर्थवज्जन्मा यस्यनाम्निपुरःस्थिते ॥
नाऽन्यामंगुलि मभ्येति संख्यायाा मुद्यतांगुलिः २३

भारावि किरात. )

તેજ પુરૂષનો જન્મ ખરેખર સાર્થક છે કે પુરૂષની ગણુનાના પ્રસ્તાવમાં જેનું નામ મોઢા આગળ (પ્રથમ) બોલાયા પછી સંખ્યાની ગણત્રીમાં ઉંચી થયલી આંગળી પાસે બીજી આંગળી ઉભી થઈ શકતી નથી ॥ ૨૩ ॥

[ભારવિ કિરાત]

ये प्रियाणि प्रभाषंते प्रयच्छंति च सत्कृतिम् ॥
श्रीमंतोऽनिंद्यचरिता देवास्ते नरविग्रहाः ॥२४॥

( राजतरंगिणी

જેઓ પ્રિય ભાષણ કરે છે, આવેલ મનુષ્યનો સત્કાર કરે છે અને શ્રીમાન છતાં જેનું ચારિત્ર નિંદ્ય નહીં પણ વખાણવાયોગ્ય હોય છે તેઓ ખરેખર નરદેહધારી દેવતાઓજ છે. ॥ ૨૪ ॥

प्रियान्याय्या वृत्तिर्मलिन मसुभंगेऽप्यसुकरं ॥
असंतो नाऽभ्यर्थ्याःसुहृदपि नयाच्यः कृशधनः ॥
विपद्युच्चैःस्थेयं पद मनुविधेयंच महताम् ॥
सतांकेनो द्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥ २५ ॥

ન્યાય્યવૃત્તિને પસંદ કરવી, પ્રાણ જતાં પણ મલિન કર્મથી છેટે રહેવું, અસત્પુરૂષોની અભ્યર્થના ન કરવી, અલ્પ ધન વાળા સુહૃદ પાસે પણ યાચના ન કરવી, વિપતિમાં પણ ઉન્નત દશામાં રહેવું અને મહાનુભાવ (મહાત્મા) પુરૂષોનુંજ અનુકરણ કરવું આ મહા કઠિન અસિ ધારાવ્રતનો પ્રયોગ [તીક્ષ્ણ તરવારની ધાર ઉપર ચાલવાનો પ્રયોગ] સત્પુરૂષોને કોણે બતાવલો છે ॥ ૨૫ ॥

( કોઇયે નહીં તે તો તેઓનો સ્વભાવજ છે )

( ભર્તૃહરિ )

तृष्णां छिंधि भज क्षमां जहि मदं पापे मतिं माकृथाः
सत्यं ब्रूह्यनुयाहि साधुपदवीं सेवस्व विद्धज्जनान् ॥

मान्यान् मानयविद्विषोऽप्यनुनय प्रच्छादय स्वान् गुणान्
कीर्तिंपालयदुःखितेकुरुदयामेतत्सतांलक्षणम् ॥२६॥
( भर्तृहरि. )

તૃષ્ણા કે જેને લાલસા કે લોલુપતા કહે છે તેનો તું ત્યાગ કર, ક્ષમાનું સેવન કર, મદને છોડી દે, સત્ય બોલ, સાધુ મહાત્માઓને પગલે ચાલ, વિદ્વાન્ પુરૂષોનું સેવન કર, માન્ય પુરૂષનું માન રાખ, દ્વેષ કરનાર શત્રુઓને પણ જેમ બને તેમ તારા તરફ નિષ્ક્રોધ રહે તેમ યત્ન કર, પોતાના ગુણની બડાઈ કર નહી, કીર્તિનું પાલન કર, અને દુઃખિત પુરૂષ તરફ દયા કર, આ બધું સત્પુરૂષનું લક્ષણ છે. ॥ ૨૬ ॥ (ભર્તૃહરિ.)

उदन्वच्छन्ना भूः स च निधिरपांयोजनशतम्
सदा पांथः पूषा गगनपरिमाणं कलयाति ॥
इति प्रायो भावाः स्फुरदवधिमुद्रामुकुलिताः
सतां प्रज्ञोन्मेषः पुनरय मसीमा विजयते ॥ २७ ॥

પૃથ્વી સમુદ્ર વડે ઢંકાયેલી સમુદ્ર સુધી વિસ્તારવાળી છે એટલે તે અમુક માપવાલી છે. તે સમુદ્ર પણ સો યો-જન સુધીના પરિમાણવાળો ગણાય છે આકાશ કે જે અ-

નંત ગણાય છે તેનો અંત [ માપ ] પણ સૂર્યની ગતિવડે માપી શકાય છે. એવી રીતે ઘણા ખરા પદાર્થો અવધિવાળા છે પણ સત્પુરૂષોનો બુદ્ધિ વિકાસ કે જેનો અવધિ કે સીમા બીલકુલ છે જ નહીં તે સવથી ચડી જાય છે ॥ ૨૭ ॥

सन्तोऽनपेक्षा मच्चिताः प्रणताः समदर्शनाः ॥
निर्ममा निरहंकारा निर्द्वंद्वा निष्परिग्रहाः ॥
इति भागवतेऽप्युक्तं सतां सामान्य लक्षणम् ॥ २८ ॥

સત્પુરૂષો અપેક્ષા વગરના [નિઃસ્પૃહ] મારામાં (પરમાત્મામાં) જેનું ચિત્ત છે એવા નમ્ર, સમદૃષ્ટિવાળા, મમતા વગરના, અહંકારથી રહિત, નિર્દ્વંદ્વ અને પરિગ્રહ વગરના હોય છે આ પ્રમાણે શ્રીમદ્ભાગવતમાં પણ સત્પુરૂષનું સામાન્ય લક્ષણ કહેલુ છે. ॥ ૨૮ ॥

धैर्यशांतिविवेकाद्यैः वैराग्याद्यैश्चसद्गुणैः ॥
संयुता निस्पृहाः सुज्ञाः संतस्तेपरिकीर्तिताः ॥२९॥

ધૈર્ય, શાંતિ, વિવેક વિગેરે અને વૈરાગ્ય વિગેરે સદ્ગુણોથી જેઓ યુકત હોય અને નિ:સ્પૃહ તથા સુજ્ઞ હોય તેને સત્પુરૂષ કહેવામાં આવે છે. ॥ ૨૯ ॥

मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ॥
मनस्यन्य द्वचस्यन्यत्कर्मण्यन्य दुरात्मनाम् ॥३०॥

મહાત્મા પુરૂષના મનમાં, વાણીમાં, અને ક્રિયામાં સદા એકતા હોય છે અને દુષ્ટ પુરૂષના મનમાં બીજું, વાણીમાં બીજું અને ક્રિયામાં કાંઇક બીજુંજ હોય છે. ॥ ૩૦ ॥

गीतायां षोडशेऽध्याये दैवी संपन्निरूपिता ॥
ये तया संपदा युक्ताः संतस्तेकथिता भुवि ॥३१॥

ભગવદ્ગીતામાં સોળમા અધ્યાયમાં દૈવી સંપત્તિનું નિરૂપણ કરેલું છે. એ દૈવી સંપત્તિથી જે પુરૂષો યુક્ત હોય છે તે સત્પુરૂષ કહેવાય છે ॥ ૩૧ ॥

आसुरीं संपदं प्राप्य जंतवोयांत्यधोगतिम् ॥
दैवी संपत्सदा सेव्या तस्मादात्महितैषिभिः ॥३२॥

આસુરી સંપત્તિવાળા પુરૂષો અધોગતિને પ્રાપ્ત થાય છે માટે પોતાનું કલ્યાણ ઇચ્છનાર પુરૂષે સદા દૈવી સંપત્તિનું સેવન કરવું ॥ ૩૨ ॥

अभयं सत्व संशुद्धि र्ज्ञान योग व्यवस्थितिः ॥
इत्यादिना स्वयं कृष्णो दैवीं संपद मुक्तवान् ॥३३॥

अभयं सत्व संशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः

ઇત્યાદિ દૈવી સંપત્તિના ગુણો શ્રીકૃષ્ણ ભગવાને પોતે ગીતાજીમાં વર્ણવેલા છે. ॥ ૩૩ ॥

---

## सत्य.

सत्यं वदत माऽसत्यं सत्यं धर्मः सनातनः ॥
हरिश्चंद्रश्चरतिवै दिवि सत्येन चंद्रवत् ॥ १ ॥

महाभारत )

તમે સત્ય બોલો કદી પણ અસત્ય બોલશો નહીં કેમકે સત્ય એ સનાતન ધર્મ છે. રાજા હરિશ્ચંદ્ર સત્યવડે સ્વર્ગમાં ચંદ્રમાની પેઠે પ્રકાશે છે. ॥ ૧ ॥

त्रीण्येवतु पदान्याहुः पुरुषस्योत्तमं व्रतम् ॥
नद्रुह्येच्चैव दद्याच्च सत्यंचैव परं वदेत् ॥ २ ॥

વૃદ્ધ મહાત્માઓ અને શા । કહે છે કે આ ત્રણ વાત રૂષને માટે ઉત્તમ વ્રત રૂપ છે કે કોઇનો પણ દ્રોહ ન કરવો. ૧ યથાશક્તિ પાત્રને દાન કરવું. ૨ સત્ય બોલવું ॥૨॥

न यज्ञफल-नानानि नियमास्तारयंतिहि ॥
यथा सत्यं परे लोके तथेह [illegible]रुषर्षभ ॥ ३ ॥

હે પુરૂષવર્ય યુધિષ્ઠિર ! યજ્ઞોના ફળો, દાનો કે નિયમો પુરૂષને તેવા તારનાર થઇ શકતાં નથી આ લોકમાં અને પરલોકમાં સત્ય જેવું તેને તારનાર થાય છે. ॥ ૩ ॥

नास्तिसत्यात्परोधर्मो नाऽनृतात्पातकं परम् ॥
स्थितिर्हि सत्ये धर्मस्य तस्मात्सत्यं न लोपयेत् ॥४॥

( महा )

સત્યના જેવો બીજો એકેય પરમ ધર્મ નથી તેમ અનૃત જેવું બીજું એકેય પાપ નથી ધર્મની ખરેખરી સ્થિતિ સત્ય ઉપર રહેલી છે માટે કોઈ કાલે સત્યનો લોપ કરવો નહીં ॥ ૪ ॥

(મહાભારત)

सत्यमेवहि पाथेयं संसारविषमाध्वनि ॥

( भारतमंजरी )

उभप्रज्ञे वेदितव्ये ऋज्वी वक्राच भारत ॥
जान- वक्रां न सेवेत प्रतिबाधेतचाऽऽगताम् ॥५॥

આ સંસાર રૂપી એક વિકટ માર્ગમાં સત્યજ ભાતાં-રૂપ છે

(ભારતમંજરી)

ભીષ્મ કહે છે કે હે મહારાજા યુધિષ્ઠિર! બુદ્ધિ બે પ્રકારની છે એક સરલ અને બીજી વક્ર. સરલમાં સીધે માર્ગે ચાલ્યુ જવાનું હોય છે અને વક્રમાં અનેક ખટપટ અને બીજા પણ ઘૂંચવણીવાળા પ્રસંગો રહ્યા હોય છે આ બન્ને પ્રકાર જાણવા યોગ્ય છે. જાણતાં છતાં વક્રતાવાળી બુદ્ધિનું

સેવન ન કરવું પરંતુ કોઇના તરફથી પોતા પ્રતિ વક્રપ્રયોગ કરવામાં આવે તો તેને ધકેલી દેવાનું સામર્થ્ય મેળવી રાખવું. ૫

**सर्वजिह्मंमृत्युपदं आर्जवं ब्रह्मणः पदम् ॥**
**एतावान् ज्ञानविषयः प्रलापः किंकरिष्यति ॥६॥**

( शांतिपर्व )

જેટલું આડાઈ વાળું કે કુટિલતા વાળું તેટલું બધું મૃત્યુ તરફ ( સંસાર તરફ અથવા અનિષ્ટ પરિણામો તરફ ) લઈ જનારૂં છે અને જેટલું સરલતાવાળું કે આડાઈ વિનાનું તેટલું બધું બ્રહ્મ તરફ લઈ જનારૂં ( પરમાત્મા તરફ લઈ જનારૂં કે શાંતિ-સુખ તરફ લઈ જનારૂં ) છે. એટલોજ ખરેખર જ્ઞાનનો વિષય છે વિશેષ પ્રલાપ કરવાથી શું ફળ છે ? કાંઇ નથી ॥ ૬ ॥

( શાંતિપર્વ )

**नहि प्रतिज्ञां कुर्वंति वितथा सत्यवादिनः ॥**
**लक्षणंहि महत्वस्य प्रतिज्ञापरिपालनम् ॥ ७ ॥**

(वाल्मीकि )

સત્યવાદી પુરૂષો પોતાની કરેલી પ્રતિજ્ઞા કોઇ દિવસ ખોટી થવા દેતા નથી કેમકે કરેલી પ્રતિજ્ઞાનું પરિપાલન કરવું તે મહત્તાનું ચિન્હ છે ॥ ૭ ॥

(વા મા

नचासत्यात्परोऽधर्म इतिहोवाच भूरियम् ॥
सर्वंसोढु मलंमन्ये, ऋतेऽलीकपरं नरम् ॥ ८ ॥

(श्रीमद्‌भागवत)

અસત્યના જેવો બીજો એકેય અધર્મ નથી ભગવતી પૃથ્વી એમ કહે છે કે અસત્ય પરાયણ મનુષ્યના પાપનો બોજો એટલો બધો છે કે હું તેનો ભાર ઉપાડવાને અશક્ત છું તે વીના બીજો બધો ભાર સહન કરવાને હું સમર્થ છું. ॥૮॥

याचमानां विवाहाय वंशविच्छेदविह्वलाम् ॥
प्राहसत्यवतींभीष्मः सत्यव्रतपरायणः ॥ ९ ॥

ભીષ્મના વિવાહ માટે યાચના કરતાં અને વંશનો વિચ્છેદ થઇ જવાથી વિહ્વળ બની ગયેલાં માતા સત્યવતીને સત્ય વ્રતમાં પરાયણ શ્રીભીષ્મપિતામહે નીચે પ્રમાણે કહ્યું હતું. ૯

साधूनां मरणंश्रेयो नमातः सत्यविप्लवः ॥
त्वद्विवाहे प्रतिज्ञांतां स्मराम्येकाग्रमानसः ॥
त्यजंति जीवितं काले मर्यादां नतुमानिनः ॥१०॥

( भारतमंजरी. )

હે માતાજી સત્પુરૂષોના વિચારમાં મરણ થઈ જાય તો તે પણ શ્રેષ્ઠ મનાય છે પણ સત્યને છોડી દેવું એ તેને જરા

પણ સારૂં નથી લાગતું આ નિયમ પ્રમાણે તમારા વિવાહ સમયે કરેલી પ્રતિજ્ઞા ( હું કદી પણ વિવાહ નહીં કરૂં તે ) મને યાદ આવે છે માનવાળા મહા પુરૂષો યોગ્યકાળે જીવિત-ને છોડી દે છે પરંતુ મર્યાદાને કદી પણ છોડતા નથી. ।૧૦।

(ભારતમંજરી)

धर्मतत्वं पुनः पृष्टो धर्मजेन पितामहः ॥
शशंससारं धर्मस्य सत्यं परहितं तथा ॥ ११ ॥

(क्षेमेंद्र कवि)

યુધિષ્ઠિર રાજાએ જ્યારે વારંવાર ભીષ્મપિતામહને ધર્મનું તત્વ પૂછ્યું ત્યારે ધર્મનો ખરો સાર સત્ય અને પર-હિત છે એમ તેમણે કહ્યું હતું. ॥ ૧૧ ॥

(ક્ષેમેંદ્ર કવિ)



# काम क्रोध लोभ निरूपण

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ॥
कामः क्रोधस्तथालोभ स्तस्मादेतत्त्रयं त्यजेत् ॥१॥

આત્માને (જીવાત્માને) હાનિ પહોંચાડનાર એવું ત્રણ પ્રકારનું નરકનું દ્વાર છે એક કામ બીજો ક્રોધ તથા ત્રીજો લોભ એટલા માટે એ ત્રણેયનો ત્યાગ કરવો ॥ ૧ ॥

(શ્રીભગવદ્ગીતા)

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारै स्त्रिभिर्नरः ॥
आचरत्यात्मनः श्रेयस्ततो यातिपरांगतिम् ॥ २ ॥

( श्रीभग० अ० १६ )

હે અર્જુન ! એ ત્રણે તમો ગુણના દ્વારથી રહિત થઇ ગયેલો નર પોતાનું શ્રેય આચરે છે અને પછી પરમ ગતિને પામે છે ॥ ૨ ॥

कामकिंकरतां प्राप्य नरः कस्यन किंकरः ॥
एकं कामं परित्यज्य नाऽसौ कस्याऽपि किंकरः ।३।

( उपनिषद् )

એક માત્ર કામની કિંકરતાને પ્રાપ્ત થઇ માણસ કોનો કિંકર નથી બની જતો પરંતુ એક માત્ર જો તે કામને

(વિષય વાસનાને) છોડી દે તો તે કોઈનો કિંકર નથી. ॥૩॥

(ઉપનિષદ્)

अकामस्य क्रियाकाचित् दृश्यते नेह कर्हिचित् ॥

यद्यद्धि कुरुतेजंतुस्तत्तत् कामस्यचेष्टितम् ॥ ४ ॥

( मनुस्मृति. )

આ જગતમાં કામનારહિત પુરૂષને કોઈ જાતની ક્રિયા સંભવતી નથી પ્રાણિમાત્ર જે કાંઈ કરે છે તે સઘળો વાસનાનોજ ( કામનાનોજ ) વિલાસ છે. ॥૪॥ (મનુ)

क्रुद्धः पापंनरः कुर्यात् क्रुद्धोहन्याद्गुरूनपि ॥

क्रुद्धः परुषयावाचा श्रेयसोऽप्यवमन्यते ॥ ५ ॥

ક્રોધમાં આવી ગયેલો માણસ પાપ કરી નાખે છે ક્રોધના આવેશમાં ગુરૂજનનું અપમાન કરવું કે હનન કરવું એમાં પણ પ્રવૃત્તિ થઈ જાય છે ક્રોધ પામેલો પુરૂષ પરૂષ ( કઠોર ) વાણી વડે મ્હોટા પુરૂષનું પણ અપમાન કરી નાખે છે ॥ ૫ ॥

वाच्यावाच्यं प्रकुपितो न विजानातिकर्हिचित् ॥

नाऽकार्यमस्तिक्रुद्धस्य नाऽवाच्यं विद्यतेतथा ॥

आत्मानमपिचक्रुद्धः प्रेषयद्यमसादनम् ॥ ६ ॥

ક્રોધમાં આવી ગયેલા પુરૂષને કાંઇ અકાર્ય નથી તેમજ ક્રોધમાં આવેલાને કાંઈ અવાચ્ય પણ નથી. ક્રોધમાં આવી ગયેલો માણસ વાચ્ય કે અવાચ્યને જાણતો નથી તેમજ ક્રોધ પામેલો પુરૂષ પોતાના આત્માને ( જીવને ) પણ યમલોકમાં લઇ જાય છે (આપઘાત કરે છે) ॥ ૬ ॥

एतान्दोषान्प्रपश्याद्भिर्जितः क्रोधो मनीषिभिः ॥
इच्छद्भिः परमंश्रेय इहचाऽमुत्रचोत्तमम् ॥ ७ ॥

આવા અનેક દોષોને જોઈ શકતા બુદ્ધિમાન્ વિદ્વાન્ પુરૂષો કે જેઓ આ લોકમાં અને પરલોકમાં પોતાનું પરમ ઉત્તમ શ્રેય ઇચ્છે છે તેમણે એ ક્રોધને જીતેલો છે ॥ ૭ ॥

यशोयशास्विनां शुद्धं श्लाघ्याये गुणिनांगुणाः ॥
लोभःस्वल्पोऽपितान्हंति श्वित्रोरूपामिवेप्सितम् ॥८॥

જેમ શ્વિત્ર નામનો કુષ્ટ ( ધોળો કેઢ ) ગમે તેવું સારૂં રૂપ હોય તેને બગાડી નાખે છે તેમ થોડો પણ લોભ યશસ્વિઓના શુદ્ધ યશને અને ગુણવાન્ પુરૂષોના વખાણવા લાયક અનેક ગુણોને બગાડી દે છે ॥ ૮ ॥

लोभःप्रतिष्ठ पापस्य प्रसूतिर्लोभ एवच ॥
अत्रते संशयो माऽभूल्लोभः पापस्यकारणम् ॥ ९॥

( महाभारत )

પાપનું રહેવાનું સ્થાન લોભ છે પાપને ઉત્પન્ન કરનાર પણ લોભ છે. આ વાતમાં તારે જરા પણ સંશય રાખવો નહીં એ વાત ચોક્કસ છે કે લોભ ખરેખર પાપનું કારણ છે. ૯

(મહાભારત)

असंकल्पाज्जयेत्कामं क्रोधं कामविवर्जनात् ॥
अर्थानर्थेक्षयालोभं दंभं महदुपासया ॥ १० ॥

( श्रीभागवत )

અસંકલ્પથી ( કોઈ જાતના સંકલ્પને ન સ્ફુરવા દેવાના અભ્યાસથી ) કામને જીતવો કામનો ત્યાગ કરી તેથી ક્રોધને જીતવો અર્થમાં અનર્થ દૃષ્ટિ વડે લોભને જીતવો અને મહાન્ પુરૂષોની સેવા વડે તેનું ચારિત્ર ધ્યાનમાં રાખી દંભનો ત્યાગ કરવો ॥ ૧૦ ॥

(શ્રી ભાગવત)

यः समुत्पतितं क्रोधं अक्रोधेन निरस्यति ॥
देवयानि ! विजानीहि तेनसर्वं मिदंजितम् ॥११॥

( श्रीमहाभारत )

જે પુરૂષ ઉત્પન્ન થયેલા ક્રોધને અક્રોધવડે હાંકી મૂકે છે તેણે હે દેવયાની ! આ બધું જીતેલું છે એમ તું જાણ. ॥૧૧॥

(મહાભારત)

यःसमुत्पतितं क्रोधं क्षमयेह निरस्यति ॥
यथोरगस्त्वचं जीर्णां सवैपुरुष उच्यते ॥ १२ ॥

( वाल्मीकि रामा. )

જે પુરૂષ ઉત્પન્ન થયેલા ક્રોધને ક્ષમાનાં બળથી દૂર કરે છે જેમ સર્પ કાંચલીને ઉતારે છે તેમ તેજ ખરો પુરૂષ કહી શકાય ॥ ૧૨ ॥ ( રામાયણ )

अपकारिणि कोपश्चेत् कोपे कोपः कथं न ते ॥
धर्मार्थकाममोक्षाणा मत्यंतपरिपंथिनि ॥ १३ ॥

જો તને અપકાર કરનાર ઉપર ક્રોધ થતો હોય તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેય પુરૂષાર્થના અત્યંત વિરોધી એવા ક્રોધ ઉપર ગુસ્સો કેમ થતો નથી ॥ ૧૩ ॥

कांताकटाक्षविशिखा नखनंतियस्य ॥
चित्तं ननिर्दहाति कोपकृशानुतापः ॥
कर्षतिभूरिविषयाश्च न लोभपाशै ॥
लोकत्रयं जयति कृत्स्नमिदं सधीरः ॥ १४ ॥

( भर्तृहरि )

જે પુરૂષના હૃદયમાં કાંતાઓના કટાક્ષ બાણો ખુંચી જતાં નથી કોપરૂપી અગ્નિ જેના હૃદયને બાળતો નથી અને

અનેક જાતના જૂદા દા વિષયો લોભ–પાશવડે જેને ખેંચી શકતા નથી એવો ધીર પુરૂષ આ સમસ્ત ત્રણેય લોકને જીતે છે. ॥ ૧૪ ॥

**आपूर्यमाण मचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंतियद्वत् ॥**
**तद्वत् कामा यं प्रविशंति सर्वे सशांतिमाप्नोति नकाम कामी ॥१५॥**

ચારે કોરથી નદ નદીઓના જળ વડે પૂરાતા છતાં પોતાની અચલ પ્રતિષ્ટામાં રહેલાં સમુદ્રમાં જેમ બધાં જળ પ્રવેશ કરે છે તેવી રીતેં નિર્વિકાર શાંતસ્વરૂપમાં સદા રહેનાર જે પુરૂષને સર્વ વિષયો પ્રાપ્ત થાય છે તે પુરૂષ શાંતિને પામે છે પણ જે વિષયોના ચિંતનમાંજ અહર્નિશ રહ્યા કરતો હોય તેને શાંતિ મળતી નથી ॥ ૧૫ ॥

**विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निस्पृहः ॥**
**निर्ममो निरहंकारः सशांतिमधिगच्छति ॥ १६ ॥**

( श्रीभगवद्गीता )

જે પુરૂષ સર્વ કામનાઓને છોડી દઇ નિઃસ્પૃહ દશામાં રહી મમતા અને અહંકારથી રહિત બની જઈ જગતમાં વિચરે છે પોતાનો કાળ ક્ષેપ કરે છે તે શાંતિને મેળવે છે. ૧૬

# संतोष.

प्रायः प्रवृत्तिमार्गेऽस्मिन्ननेकक्लेशदर्शनात् ॥
संतोषमंतरा नूनं क्वाऽपि नाऽपद्यते सुखम् ॥ १ ॥

આ પ્રવૃત્તિ માર્ગમાં ઘણે ભાગે અનેક કલેશ જોવામાં આવે છે તેથી એમ નિશ્ચય થાય છે કે સંતોષ વિના કયાંય પણ સુખ મળતું નથી. ॥ ૧ ॥

फलाशाया बलिष्ठत्वात्पारतंत्र्यात्फलस्यच ॥
दुःखप्रायोऽपि लोकोऽयं निखिलोऽपि विलोक्यते ॥२॥

જગતમાં જોવા બેસીયે તો ફલની આશા બહુ બળવત્તર હોવાથી અને ફળ પોતે પરતંત્ર હોવાથી લોકોના હૃદયમાં દુઃખપ્રાયતા દેખાય છે. ॥ ૨ ॥

संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसाम् ॥
कुतस्तद्धनलुब्धाना मितश्चेतश्चधावताम् ॥ ३ ॥

સંતોષ રૂપ અમૃતથી તૃપ્ત થઈ રહેનાર શાંત ચિત્તવાળા પુરૂષને જે સુખ મળે છે તે ધનના લાલચુ-લોભી અને આમતેમ ચારે કોર દોડ્યા કરતા પુરૂષોને શી રીતે મળે. ॥ ૩ ॥

संतोषैश्वर्यसुखिनां चिरंविश्रांतचेतसाम् ॥
साम्राज्यमपिशांतानां जरत्तृणलव यते ॥ ४ ॥

સંતોષરૂપ ઐશ્વર્ય વડે સુખી અને સદા લાંબા કાળ સુધી ચિત્તની વિશ્રાંતિ ભોગવતા શાંત પુરૂષને સામ્રાજ્ય સુખ પણ એક જુના ઘાસના ટુકડા જેવું તુચ્છ લાગે છે. ૪

संतोषशालिनीबुद्धी राम ! संसारवृत्तिषु ॥
विषम स्वप्यनुद्विग्ना न कदाचन हीयते ॥ ५ ॥

હે રામચંદ્રજી ! સંતોષવાળી બુદ્ધિ વિષમ (અટપટા) એવા સંસારના પ્રસંગોમાં પણ ઉગ ન પામતાં કોઈ દિવસ વિક્ષેપવાળી થતી નથી. ॥ ૫ ॥

आत्मनाऽत्मनि संतोषं यावद्याति न मानसः ॥
उद्भवंत्यापदस्तावल्लताइव मनोबिलात् ॥ ६ ॥

જ્યાં સુધી મન, આત્મામાં આત્મા વડે સંતોષ નથી પામતું ત્યાં સુધી મનરૂપી બિલમાંથી (દરમાંથી) લતાઓની પેઠે આપત્તિઓ ઉત્પન્ન થયા કરે છે. ॥ ૬ ॥

अ[illegible]चनोऽप्यसौ जंतुः साम्राज्यसुखम[illegible]ते ॥
आधिव्याधिविनिर्मुक्तं संतुष्टंयस्यमानसः ॥७॥

જેનું હૃદય આધિ વ્યાધિથી રહિત અને સંતુષ્ટ છે તે પુરૂષ ભલે સાવ અકિંચન હોય તો પણ સામ્રાજ્ય સુખ ભોગવે છે. ॥ ૭ ॥ (યોગવાસિષ્ટ)

**अंतोनास्ति पिपासायास्तुष्टिस्तु परमं सुखम् ॥**
**तस्मात्संतोषमेवेह धनंपश्यंति पंडिताः ॥ ८ ॥**

તૃષ્ણાનો અંત કોઇ દિવસ આવતોજ નથી. સંતોષ એજ પરમ સુખ છે, માટે પંડિત પુરૂષો સંતોષનેજ આ વિશ્વમાં ધનરૂપ ગણે છે. ॥ ૮ ॥

---

# ॥ वैराग्य निरूपण ॥

वैराग्या न्निरपेक्षत्वं येषां सर्वत्र सुस्थिरम् ॥
तैस्तु निःश्रेयसद्वारं दृष्टमेवेति मेमतम् ॥ १ ॥

વૈરાગ્યને લીધે જેઓની નિસ્પૃહતા સર્વત્ર અતિ સ્થિર હોય છે તેઓને મોક્ષનું દ્વાર મળી ચૂકુંજ છે એમ મારૂં માનવું છે. ॥ ૧ ॥

अविच्छिन्ना दृढाभक्ति स्तथाज्ञान मखंडितम् ॥
वैराग्यमंतरा लोके वस्तुतो नैव जायते ॥ २ ॥

અવિચ્છિન્ન એવી દૃઢભક્તિ તથા અખંડિત એવું જ્ઞાન વસ્તુ દૃષ્ટિવડે જોઇએ તો વૈરાગ્ય વિના લોકમાં હોઈ શકતુંજ નથી. ॥ ૨ ॥

परामृश्य विवेकेन संसाररचना मिमाम् ॥
वैराग्यं येऽधि गच्छंति त एव पुरुषोतमाः ॥ ३ ॥

જે પુરૂષો વિવેક દૃષ્ટિવડે આ સંસાર રચનાનો વિચાર કરી વૈરાગ્ય મેળવે છે. તેઓજ ખરેખર ઉત્તમ પુરૂષો છે. ।૩।

स्मशानमापदं दैन्यं दृष्ट्वा को न विरज्यते ॥
सता मुत्तमवैराग्यम् विवेकादेव जायत ॥

वसिष्टोऽप्याहपद्याभ्यामेवं वैराग्यसारताम् ॥ ४ ॥

સ્મશાનને જોઇને, આપત્તિને જોઇને અને દીનતાને જોઇને કોને વૈરાગ્ય થતું નથી. પરંતુ ખરેખર ઉત્તમ વૈરાગ્ય તો એજ છે કે જે વિવેકવડે ઉત્પન્ન થાય છે અને તે સત્પુરૂષનેજ થાય છે. આ ઉપરના બે પદ્યોવડે શ્રીવસિષ્ટજીયે પણ વૈરાગ્યનું શ્રેષ્ટપણું બતાવ્યું છે. ॥ ૪ ॥

मोक्षो विषय वैराग्यम् बंधो वैषयिकोरसः ॥
एतावदेवविज्ञानं यथेच्छसि तथा कुरु ।

વિષયોમાં વૈરાગ્ય થવો એજ મોક્ષ છે અને વિષયોમાં રસ આવવો બહુ લાલસા હોવી એજ બંધ છે આટલુંજ ખરેખર સમજવાનું છે, હવે પછી જેવી તારી ઇચ્છા હોય તેમ તું સુખેથી કર. ॥ ૫ ॥

अष्टावक्रेण मुनिना श्लोकोऽयं समुदाहृतः ॥
तेनप्रतीयतेमोक्षे वैराग्यस्य प्रधानता ॥ ६ ॥

શ્રીઅષ્ટાવક્ર મુનિયે આ શ્લોક કહેલો છે અને તેથી એમ જણાય છે કે મોક્ષમાં વૈરાગ્યની પ્રધાનતા છે. ॥ ૬ ॥

वैराग्यान्नपरं सुखस्य जनकं पश्यामिवश्यात्मन ॥
त्तच्चेच्छुद्धतरात्मबोधसहितं स्वाराज्यसाम्राज्यदम् ॥

एतद्द्वार मजस्र मुक्तिवसतेर्यस्मात्त्व मस्मात्परम् ॥
सर्वत्राऽस्पृहया सदात्मनिसदा प्रज्ञां कुरु श्रेयसे ॥७॥
( विवेकचूडामणि )

વશ્ય ચિત્તવાળા પુરૂષને વૈરાગ્યના જેવું બીજું કશું સુખજનક નથી. અને તે વળી અતિ શુદ્ધ આત્મજ્ઞાન સહિત હોય તો સ્વારાજ્ય સુખ અને સામ્રાજય સુખ આપનારૂં છે, અને મુક્તિરૂપ મંદિરમાં જવાનું નિરંતર તે એક દ્વાર છે. માટે સર્વત્ર નિસ્પૃહતા રાખી, સત્ય આત્મામાં તું તારા શ્રેય માટે સ્થિર પ્રીતિ કર. ॥ ૭ ॥ ( વિવેક ચૂડામણિ. )

क्षणंबालोभूत्वा क्षणमपियुवा कामरसिकः
क्षणंवित्तैर्हीनः क्षणमपिच सं पूर्णविभवः ॥
जराजीर्णै रंगैर्नटइव मषीमंडिततनु ।
नरः संस रान्ते विशतियमधानीजवनिकाम् ॥८॥

મનુષ્ય ક્ષણવાર બાળક થાય છે પછી વળી ક્ષણવાર જુવાન બની જાય છે ક્ષણવારમાં નિર્ધન અને ક્ષણવારમાં પૂર્ણ વૈભવવાળો ધનવાન્ થઈ જાય છે છેવટ જરાવડે જીર્ણ થઇ ગયેલાં અંગોવડે. મશી લગાવી વેષ ભજવતા નટડાની પઠે તે સંસારને અંતે ( શરીર પડી જતાં ) યમલોકરૂપ પડદામાં અદૃશ્ય થઈ જાય છે. ॥૮॥ (ભર્તૃહરિ)

आदित्यस्यगताऽगतैरहरहः संक्षीयते जीवितम् ।
व्यापारैर्बहुकार्यभारगुरुभिः कालो न विज्ञायते ॥
दृष्ट्वा जन्मजराविपत्तिमरणं त्रासश्चनोत्पद्यते ।
पीत्वामोहमयीं प्रमादमदिरा मुन्मतभूतं जगत ॥९॥

સૂર્ય નારાયણના ઉદય અસ્તવડે પ્રતિદિન મનુષ્યનું જીવિત ક્ષય પામતું જાય છે અનેક કાર્યોના ભારવડે ગૌરવ વાળા વ્યાપારોવડે, (વ્યવહારોવડે), કાળ ચાલ્યો જાય છે તેની ખબર પડતી નથી. જન્મ જરા વિપત્તિ અને મરણ દૃષ્ટિવડે જોતાં છતાં ત્રાસ થતો નથી. આ ઉપરથી જણાય છે કે મોહમય પ્રમાદરૂપ મદિરાનું પાન કરી આખું જગત ઉન્મત્ત બની ગયેલ છે. ॥૯॥

अवश्यं यातार श्चिरतर मुषित्वाऽपि विषया ।
वियोगेकोभेदस्त्यजाति नजनोयतस्वयममून् ॥
व्रजंतः स्वातंत्र्या दतुलपरितापाय मनसः ।
स्वयंत्यक्ताह्येते शमसुखमनंतं विदधाति ॥ १० ॥

( भर्तृहरिः )

વિષયો લાંબા કાળ સુધી રહીને પણ છેવટ અવશ્ય

જનારા છેજ તો પછી વિયોગમાં શો ભેદ છે કે મનુષ્ય પોતેજ તેને નથી છોડી દેતો, જો વિષયો પોતાની સ્વતંત્ર-તાથી ચાલ્યા જાય તો હૃદયને બહુ પરિતાપજનક થઈ પડે છે અને જો આપણે પોતેજ વિવેકબુદ્ધિ વાપરી તેને છોડી દઇયે તો અનંત શાંતિ સુખને તે આપે છે. ॥ ૧૦ ॥

(ભર્તૃહરિ.)

सप्तद्वीपाधिपतयो नृपावैन्यगयादयः ॥
अर्थकामैर्गतानांतं तृष्णाया इतिनः श्रुतम् ॥११॥

श्रीभागवत.

સાત દ્વીપના અધિપતિ પૃથુ, ગય વિગેરે રાજાઓ, દ્રવ્ય, અને વિષયવાસના વિગેરેના સંબંધથાં તૃપ્તિ નથી પામ્યા એવું અમે સાંભળ્યું છે. ॥૧૧॥ (ભાગવત.)

चतो रा युवतयः सुहृदोऽनुकूलाः सद्बांधवाः प्रणय-
गर्भगिरश्चभृत्याः ॥
गर्जंति दंतिनिवहा स्तरला स्तुरंगाः संमीलने
नयनयो र्नेत्रिकिंचिदस्ति ॥ १२ ॥

( भोजप्रबंध )

ચિત્તને હરનાર યુવતિઓ છે. સુહૃદ્વર્ગ બધો અનુ-

કુળ છે, સારા બાંધવો છે, વિનયયુક્ત વાણી બોલનારા નોકરો છે. હાથિઓના સમૂહ ગર્જના કરે છે. અને ચંચળ ઘોડાઓ છે. પણ આંખો વીંચાય એટલે પછી તેમાંનું કશું નથી. ॥૧૨॥ ( ભોજ પ્રબંધ. )

स्फुरच्चामरहासिन्यो वल्लभाःकस्य न श्रियः ॥
किंत्वेनाः पवनालोलकदलीदलचचंलाः ॥१३॥

ચળકતાં ચામરરૂપ હાસ્યવાળી લક્ષ્મી કોને પ્રિય નથી કિંતુ તે પવનવડે ચલાયમાન કેળના પાંદડાંના જેવી ચંચળ છે. ॥ ૧૩ ॥

अर्थानामर्जनेदुःखं अर्जितानां च रक्षणे ॥
नाशे दुःखंव्यये दुःखं कथमर्थाः सुखावहाः ॥१४॥

અર્થોના સંપાદન કરવામાં દુઃખ છે કેમકે તેમાં બહુ મહેનત વેઠવી પડે છે તેમજ એ અર્થોના પરિપાલનમાં પણ કલેશ છે, જો એ અર્થનો ( દ્રવ્ય આદિનો ) નાશ થાય તો તેમાં પણ દુઃખ થાય છે. વ્યય થાય (ખર્ચાઇ જાય) તો પણ મનમાં કલેશ આવે છે તો પછી એવા અર્થોને (દ્રવ્યાદિ પદાર્થોને) સુખકારક કેમ કહી શકાય. ॥૧૪॥

अविनाशिनमात्मानमेकं विज्ञायतत्त्वतः ॥

तवाऽऽत्मज्ञस्यधीरस्य कथमर्थार्जिनेरातिः ॥१५॥

( अष्टावक्र )

તું કે જે ખરેખર આત્મ સ્વરૂપને જાણનાર છો અને ધીર છો તે એક આત્માજ અવિનાશી છે તે વિના બધું વિનાશવાળું છે એમ જાણે છે છતાં તારી રતિ દ્રવ્યાદિના ઉપાર્જનમાં કેમ થાય છે. ॥૧૫॥

मांसपांचालिकायास्तु यंत्रलोलेऽगपंजरे ॥
स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥१६

(योगवासिष्ठ–पंचदशी)

માંસની પુતલીરૂપ સ્ત્રી કે, જે સ્નાયુ અસ્થિ અને ગ્રંથિવડે ભરેલ છતાં ઉપર ઉપરથી રમણીય લાગે છે. તેના યંત્રના જેવા ચંચલ અંગ પંજરમાં શી રમણીય વસ્તુ છે. ॥ ૧૬ ॥ ( યોગવાસિષ્ટ, પંચદશી. )

काम्यादिदोषदृष्ट्याद्याः कामादित्यागहेतवः ॥
प्रास..मोक्षशास्त्रेषु तानन्विष्य सुखीभव ॥१७॥

કામ (વાસના) આદિના ત્યાગના હેતુઓ કામ્ય આદિ પદાર્થોમાં દોષદૃષ્ટિ કરવી એ વિગેરે મોક્ષશાસ્ત્રમાં બતાવેલા છે તેને શોધી લઈ તું વૈરાગ્યદૃષ્ટિવડે સુખી થા. ॥ ૧૭ ॥

नित्यमाचारतः शौचं कुर्वतः पितृतर्पणम् ॥
यस्य नोद्विजते चेतः शास्त्रं तस्य करोति किम् ॥१८॥

જે પુરૂષ નિરંતર શૌચ કરતો હોય અને પિતૃતર્પણ પણ કરતો હોય છતાં ચિત્તમાં વૈરાગ્ય ન થાય તો પછી શાસ્ત્ર તેને શું કરે શૌચ કરવાથી આ શરીર મળમૂત્રથી ભરેલ એક અપવિત્ર બીભત્સ વસ્તુ છે એવું ભાન થવું જોઇયે તેમજ પિતા પિતામહ આદિનું હમ્મેશ તર્પણ કરવાથી પોતાની પણ એજ સ્થિતિ પરિણામે થવાની એ વિચારનું સ્ફુરણ થવું જોઇયે છતાં જોએ કાંઇ ન થાય તો પછી શાસ્ત્ર તેવાને શું કરે એ આશય છે. ॥ ૧૮ ॥

स्वदेहाऽशुचिगंधेन न विरज्येत यः पुमान् ॥
विरागकारणं तस्य किमन्य दुपदिपादिश्यते ॥१९॥

જે પુરૂષને પોતાના દેહના અપવિત્ર ખરાબ દુર્ગંધથી વિરાગ ન થાય તેને બીજા કયાં વિરાગના કારણનો ઉપદેશ કરવો. ॥ ૧૯ ॥

भोगार्हे नवयौवनेऽपि विपिने चीरांबरो राघव ॥
स्तत्राऽप्यस्य परेण दारहरणं क्लेश स्तदन्वेषणे ॥
संप्राप्ताऽपि जनापवादरजसा त्यक्तापुनर्जानकी ॥

सर्वंदुःखमहो तदस्तु भवतां श्लाघ्योविवेकोदयः २०

रामायणमंजरी.

ભોગ ભોગવવા યોગ્ય એવા નવયૌવનમાં પણ શ્રીરામચંદ્રજીને વલ્કલ વસ્ત્ર ધારણ કરી વનવાસમાં રહેવું પડયું અને ત્યાં વનમાં પણ બીજો કોઈ (રાવણ) તેની સ્ત્રીનું હરણ કરી ગયો. કે જેના શોધમાં અસાધારણ કલેશ વેઠવો પડયો પ્રાપ્ત થયા પછી પણ લોકાપવાદરૂપ કલંકને લીધે સીતાજીનો ફરી પણ રામચંદ્રજીને ત્યાગ કરવો પડયો હતો અર્થાત્ જગતમાં સર્વ પરિણામે દુ:ખજનક હોવાથી તમને સર્વને વખાણવા યોગ્ય એવો વિવેકનો ઉદય થાઓ. ॥ ૨૦ ॥

( રામાયણ મંજરી ચરમ શ્લોક )

रत्नोदारचतुः समुद्ररशनां भुक्वा भुवंकौरवो ॥
भग्नोरुः पतितः सानिष्परिजनो जीवन् वृकैर्भक्षितः ॥
गोपैर्विश्वजयीजितः सविजयः कक्षैः क्षतावृष्णय ॥
स्तस्मात्सर्वमिदं विचार्य सुचिरं शांत्यैमनोदीयताम् २१

भारतमंजरी.

ચાર સમુદ્રપર્યંત પૃથ્વીને બલાત્કારથી ભોગવીને દુર્યોધન સાવ એકલો ભીમની ગદાવડે સાથળ ભાંગી જવાથી

પાંડવ કૌરવના યુદ્ધ પ્રસંગમાં પડયો. અને જીવતાં જ તે નારડાંઓના ભક્ષ્યરૂપ થઈ પડયો વળી સર્વને જીતનાર અર્જુન પણ ગોપીથી ( કાબાઓવડે ) પરાજય પામ્યો અને યાદવો પણ એક સાધારણ તૃણના પ્રહારવડે નાશને પામ્યા માટે આ સર્વનો ઘણા લાંબા કાળ સુધી વિચાર કરી સુજ્ઞ પુરૂષોયે જેમ બને તેમ મનને શાંતિમાં રાખવું. ॥ ૨૧ ॥

( ભારતમંજરી ચરમશ્લોક )

# दीर्घदृष्टि चारित्र, प्रकीर्णक

**मौर्ख्यादागामिनंकालं वर्तमानाक्रियाक्रमैः ॥**
**अशोधयन्नरोदुःखं याति विंध्यग जो यथा ॥ १ ॥**

(योगवासिष्ट. विंध्यगजनी कथा)

પોતાની મૂર્ખતાને લીધે વર્તમાનકાળના ક્રિયાના ક્રમથી ભવિષ્યકાળને જે માણસ સુધારતો નથી તે વિંધ્યગજની પઠે પરિણામે દુ:ખી થાય છે. ॥ ૧ ॥

[ યોગ વા. નિર્વાણ. વિંધ્યગજાખ્યાન ]

**कुलीन मकुलीनंवा वीरं पुरुष मानिनम् ॥**
**चारित्रमेव व्याख्याति शुचिंवायदिवाऽशुचिम् ॥२॥**

મનુષ્યનું ચારિત્ર ( વર્તન ) જ તેની કુલીનતાને કે અકુલીનતાને તથા પવિત્રપણાને કે અપવિત્રપણાંને બતાવી આપે છે. તેમજ તેની વીરતા કે પુરૂષાભિમાનને પણ જણાવી આપે છે. ॥ ૨ ॥

**निर्मर्यादस्तुपुरुषः पापाचारसमन्वितः ॥**
**मानं न लभते सत्सु भिन्नचारित्रदर्शनः ॥३॥**

( वाल्मीकि

જે પુરૂષ નિર્મર્યાદ છે અને દુરાચારી છે અને જેનું

ચરિત્ર જૂદાજ પ્રકારનું દેખાય છે તેવો માણુસ સત્પુરૂષોમાં માન પામતો નથી. ॥ ૩ ॥

एतावज्जन्मसाफल्यं देहिनामिहकर्मसु ॥
कर्मणा मनसा वाचा श्रेयएवाऽऽचरेत्सदा ॥४॥

(व्यास)

ખરેખર મનુષ્યોનું જન્મસાફલ્ય એજ છે કે મન વચન કર્મથી સર્વથા સદા સર્વનું શ્રેયજ કરવું. ॥ ૪ ॥

( વ્યાસ. )

निंदंतु नीतिनिपुणा यदिवास्तुवंतु ॥
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेच्छम् ॥
अद्यैववा मरण मस्तु युगांतरे वा ॥
न्याय्यात्पथः प्रविचलंति पदं न धीराः ॥ ५ ॥

( भर्तृहरि )

નીતિમાં નિપુણ. (નીતિમાન્) પુરૂષો ભલે નિંદા કરો કે સ્તુતિ કરો લક્ષ્મી ભલે આવો અથવા યથેચ્છ જતી રહો મરણ ભલે આજજ થાઓ કે યુગાંતરમાં થાઓ પણ ધીર પુરૂષો ન્યાયમાર્ગથી એક પગલું પણ પાછા હઠતા નથી. ॥૫॥

( ભર્તૃ. )

यशः पीयूषलिखिता यावन्नामाक्षरावलिः ॥
श्रूयते पुरुषस्तावत् अशरीरोऽपि जीवति ॥६॥

( क्षेमेंद्रः )

જ્યાં સુધી યશરૂપ અમૃત વડે લખાયેલી નામાક્ષરની પંક્તિ સાંભળવામાં આવે ત્યાં સુધી પુરૂષનો ભલે દેહ પડી ગયો હોય તોપણ તે જીવતોજ છે. ॥ ૬ ॥ ( ક્ષેમેંદ્ર. )

हर्षशोकाद्भुताऽऽयासैर्योवालइव कृष्यते ॥
गुर्वीणांसंप ा राजन् स कथंनाम भाजनम् ॥

જે મનુષ્ય હર્ષ શોક આશ્ચર્ય એ વિગેરેના આયાસ વડે આકર્ષાય ત્યાં સુધી તે વિશાળ એવી સંપત્તિઓનું પાત્ર શી રીતે થઇ શકે. ॥ ૭ ॥

# यज्ञदान तपः प्रभृति ॥

यज्ञोदानं तपश्चैव पावनाानि मनीषिणाम् ॥
एवं कंठरवेणाऽऽह गीताया मर्जुनं हरिः ॥ १ ॥

યજ્ઞ દાન અને તપ એ મનીષિ પુરૂષોને પાવન કરનાર છે. એમ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને અર્જુન પ્રત્યે શ્રીમુખથી કહેલું છે. ॥ ૧ ॥

यज्ञानां जपयज्ञोऽस्मीत्युक्त्वा श्रीपार्थसारथिः ॥
यज्ञेषु जपयज्ञस्य श्रेष्टतां स्पष्ट मुक्तवान् ॥ २ ॥

યજ્ઞોમાં જપ યજ્ઞ હું છું એમ કહી શ્રી પાર્થ સારથી કૃષ્ણ ભગવાને બધા યજ્ઞોમાં જપયજ્ઞની શ્રેષ્ઠતા સ્પષ્ટ કહી છે. ॥ ૨ ॥

दानं बहुविधं प्रोक्तं तत्र सात्विक मुत्तमम् ॥
धर्ममर्थं च कामंच क्रीडाहर्षभयानिच ॥
अधिष्ठानानि दानानां षडेतानि प्रचक्षते ॥ ३ ॥

દાન અનેક પ્રકારનાં છે તેમાં સાત્વિક દાન ઉત્તમ છે. ધર્મ અર્થ, કામ, ક્રીડા, હર્ષ, અને ભય એ છ દાનનાં અધિષ્ઠાન (સ્થાન) કહેવાય છે. ॥ ૩ ॥

पात्रेभ्यो दीयते नित्य मनपेक्ष्य प्रयोजनम् ॥
केवलं त्यागबुद्ध्या यद् धर्मदानं तदुच्यते ॥४॥

કાંઈપણ પ્રયોજનની અપેક્ષા રાખ્યા વીના યોગ્ય પાત્રમાં જે કેવળ ત્યાગ બુદ્ધિથી આપવામાં આવે છે તે ધર્મદાન કહેવાય છે. ॥ ૪ ॥

अर्थार्थि स्वार्थबुद्ध्या यज्जनै र्नूनं प्रदीयते ॥
तदर्थदान मित्युक्तं कोविदैः सूक्ष्मबुद्धिभिः ॥५॥

સ્વાર્થ બુદ્ધિ વડે એક દ્રવ્યમાંથી વિશેષ નફો દ્રવ્ય કે અમુક સ્વાર્થ મેળવવા માટે જે દ્રવ્ય આપવામાં આવે છે. તેને સૂક્ષ્મબુદ્ધિવાળા વિદ્વાનો અર્થદાન કહે છે. ॥૫॥

प्रयोजनं अपेक्ष्यैव प्रसंगात् यत् प्रदीयते ॥
अनर्हे च रागेषु कामदानं तदुच्यते ॥ ६ ॥

જે અમુક પ્રયોજનને લીધે પ્રસંગથી આપવામાં આવે છે અને રાગને લીધે વિવેક બુદ્ધિ ન રહેતાં રાગાંધ થઈ આપવામાં આવે તેને રાગદાન કે કામદાન કહેવામાં આવે છે.

संसदि व्रीडया स्तुत्याचाऽर्थोऽर्थिभ्यः प्रदीयते ॥
प्रदीयते च यद्दानं व्रीडादान मिति स्मृतम् ॥७॥

સભામાં શરમથી અને સ્તુતિથી અર્થી પુરૂષોને જે કાંઈ દેવાય છે તે વ્રીડાદાન કહેવાય છે. ॥ ૭ ॥

दृष्ट्वा प्रियाणि श्रुत्वा वा हर्षतोयत् प्रदीयते ॥
हर्षदान मिति प्राहुर्दानं तद्धर्मचिंतकाः ॥८॥

પોતાને ગમતી ( વધામણીની ) વાત સાંભળીને કે જોઇને હર્ષથી જે દાન અપાય તે હર્ષદાન કહેવાય છે. ॥૮॥

आक्रोशनार्थहिंस्राणां प्रतीकाराययद् भवेत् ॥
दीयते तापकर्तृभ्यो भयदानं तदुच्यते ॥ ९ ॥

वृत्त संहिता.

હિંસક પુરૂષોના આક્રોશ માટે એક ઉપાય તરીકે તાપ ઉપજાવનારાઓને જે દાન અપાય છે, તેને ભયદાન કહેવામાં આવે છે. ॥ ૯ ॥

देवद्विज गुरुप्राज्ञ पूजनं शौच मार्जवम् ॥
ब्रह्मचर्य महिंसाच शारीरं तप उच्यते ॥ १० ॥

દેવતાઓ દ્વિજો ગુરૂજનો અને પંડિતો એઓનુ પૂજન શૌચ, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા એ શારીરિક તપ કહેવાય છે. ॥ ૧૦ ॥

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं चयत् ॥
स्वाध्यायाभ्यसनंचैव वाङ्मयंतपउच्यते ॥ ११ ॥

કોઇને ઉદ્વેગ ન ઉપજાવે એવું અને સત્ય પ્રિય તથા હિતરૂપ વચન અને સ્વાધ્યાયનો અભ્યાસ એ વાઙ્મય તપ કહેવાય છે. ॥ ૧૧ ॥

मनः प्रसादः सौम्यत्वं मौन मात्मविनिग्रहः ॥
भावसंशुद्धिरित्येत त्तपोमानस मुच्यते ॥ १२ ॥

મનની પ્રસન્નતા, સૌમ્યપણું (શાંતિ) મૌન આત્મસંયમ અને ભાવની સંપૂર્ણ શુદ્ધિ એ માનસિક તપ કહેવાય છે. ૧૨

श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ॥
अफलाकांक्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते ॥ १३ ॥

આ ત્રણ પ્રકારનું તપ ફળની આકાંક્ષા રાખ્યા વિના પરમ શ્રદ્ધા રાખી યુક્ત ચિતથી પુરૂષો કરે તો તે સાત્વિક કહેવાય છે. ॥ ૧૩ ॥

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ॥
देशेकालेच पात्रेच तद्दानं सात्विकं स्मृतम् ॥१४॥

(भग. अ० १७ मु)

જેણે આપણો ઉપકાર ન કર્યો હોય તેવાને અર્થાત ઉપકારના બદલાની આશાથી નહીં પણ આ આપણે આપવું એ આપણી ફરજ કિંવા કર્તવ્ય છે એમ સમજી યોગ્ય દેશમાં યોગ્ય કાળમાં અને યોગ્ય પાત્રમાં જે દાન આપવામાં આવે તે સાત્વિક કહેવાય છે. ॥ ૧૪ ॥

---

## ॥ शौच ॥

शौचेयत्नः सदा कार्यः शौचमूलो द्विजः स्मृतः ॥
शौचाचारविहीनस्य समस्ता निष्फलाः क्रियाः ॥१॥

શૌચમાં (પવિત્રતામાં) હમ્મેશાં માણુસે યત્ન રાખવો કેમકે દ્વિજાતિપણાનું ખરૂં મૂળ શૌચ છે. શૌચ અને આચાર એ બેથી જે રહિત હોય તેની સઘળી ક્રિયા નિષ્ફળ છે. ૧

शौचंचद्विविधंप्रोक्तं बाह्यमाभ्यंतरं तथा ॥
मृज्जलाभ्यां स्मृतंबाह्यं भावशुद्धिस्तथांऽतरम् ॥२॥

શૌચ બે પ્રકારનું છે એક બાહ્ય અને બીજું આંતર મૃતિકાથી અને જળથી બાહ્યશુદ્ધિ થાય છે અને ભાવશુદ્ધિ એ આંતર શૌચ ગણાય છે. ॥૨॥

अशौचात्तुवरं बाह्यंबाह्यादाभ्यंतरंवरम् ॥
उभाभ्यांतु शुचियःस्या त्सशुचिर्नेतरः शुचिः ॥३॥

दत्तसंहिता,

સાવ શૌચ (પવિત્રતા) ન રાખવા કરતાં બાહ્ય શૌચ ઠીક છે અને તેના કરતાં આંતર શૌચ વધારે શ્રેષ્ઠ છે. આ બન્ને પ્રકારનાં શૌચથા જે પવિત્ર હોય તેજ ખરેખર પવિત્ર ગણાય બીજો નહીં. ॥૩॥ [દતસં.]

अतीतेष्वनपेक्षाये प्राप्तेष्वर्थेषु निर्ममाः ॥
शौच मेवपरं तेषां येषां नोत्पद्यते स्पृहा ॥४॥

જે વાત ભૂતકાળના પડદામા જતી રહી તેમાં જેને અપેક્ષાજ નથી. તેમજ પ્રાપ્ત અર્થમાં પણ મમતા રહિત તથા જેને સ્પૃહાજ ઉત્પન્ન થતી નથી તેવા પુરૂષો સદા પરમ શૌચમાંજ છે. ॥૪॥ (ભારત.)

———

# स्त्री धर्म ॥

**स्त्रीभिर्भर्तृवचः कार्य मेष धर्मः परः स्त्रियाः ॥**

याज्ञवल्क्य.

સ્ત્રીઓએ જેમ બને તેમ પોતાના પતિની આજ્ઞાનું પાલન કરવું એ તેનો પરમ ધર્મ છે. (યાજ્ઞવલ્કય).

**पतिशुश्रूषया स्त्रीणां दिव्यं ज्ञानं प्रवर्तते ॥**

क्षेमेंद्र कवि.

પતિની શુશ્રુષાવડે સ્ત્રીઓને દિવ્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. (ક્ષેમેંદ્ર કવિ)



# सार ग्रहण ।

गुणदोषौ बुधो गृह्ण न्निंदुक्ष्वेडा विवेश्वरः ॥
शिरसा श्लाघते पूर्वं परं कंठे नियच्छति ॥ १ ॥

શંકરે જેમ ચંદ્રમા અને ગરલ એ બન્નેનું ગ્રહણ કર્યું પરંતુ ચંદ્રમાને મસ્તકપર ચડાવ્યો અને ગરલને કંઠમાં રાખ્યું તેમ ડાહ્યા માણસે ગુણ અને દોષ બન્નેનું ભલે ગ્રહણ કરવું પણ ગુણને મસ્તક ઉપર ચડાવવો અને પારકા દોષને કંઠમાંજ રાખવા.

ब.्निनरशीर्षाणि लोमशानि बृहंतिच ॥
ग्रीवा.प्रतिबद्धानि तेषु किंचित्सकर्णकम् ॥ २ ॥

એવી તો મનુષ્યોની ઘણી ખોપરીઓ જોવામાં આવે છે કે જે રૂવાડાંવાળી અને મ્હોટી હોય છે અને ડોક સાથે ચોટેલ હોય છે પણ તેમાં કાનવાળી ખોપરી કોકજ હોય છે. ( બાકી ઘણેભાગે કાન વગરનીજ હોય છે)

बीजयोनौ तथाऽहारे व्यवहारे च यः शुचिः ॥
तस्य कृच्छ्र गतस्थाऽपिना धर्मे रमतेमतिः ।

બીજમાં યોનિમાં, આહારમાં અને વ્યવહારમાં જે માણસ સદા પવિત્ર હોય છે તે ગમે તેવા કષ્ટમાં આવી પડે તો પણ તેની મતિ પાપમાં રમતી નથી. ॥

# दीर्घसूत्रता ॥

रागे दर्पेच मानेच द्रोहे पापेच कर्मणि ॥
अप्रिये चैव कर्तव्ये चिरकारी प्रशस्यते ॥

રાગમાં ( કોઈના પ્રેમપાશમાં ફસાવામાં ) અહંકાર કરવામાં, માનમાં દ્રોહ કરવામાં, પાપકર્મ આચરવામાં અને કોઇનું અપ્રિય કરવામાં દીર્ઘસૂત્રી માણસ પ્રશંસાપાત્ર થાયછે.

बंधूनां सुहृदांचैव भृत्यानां स्त्रीजनस्य च ॥
अव्यक्तेष्व पराधेषु चिरकारी प्रशस्यते ॥

બંધુઓ, સજ્જનો, નોકરો અને સ્ત્રીવર્ગ તેઓના અસ્ફુટ અપરાધમાં ચિરકારીપણું (દીર્ઘ સૂત્રતા) વખણાય છે.

सर्वेषां यः सुहृन्नित्यं सर्वेषांच हितेरतः ॥
कर्मणा मनसा वाचा स धर्मं वेद जाजले ॥

महा० शांति मोक्षधर्म.

જે માણસ મન, વચન, કર્મથી સર્વનો સુહૃદ્ હોય સર્વના હિતમાં પ્રીતિવાળો હોય તેજ હે જાજલે ખરેખર ધર્મને જાણે છે.

आपदां कथितः पंथा इंद्रियाणा मसंयमः ॥
तज्जयः संपदां मार्गो येनेष्टं तेन गम्यताम् ॥

ઇંદ્રિયો ઉચ્છૃંખલ રાખવી એ આપત્તિનો માર્ગ છે. અને ઇંદ્રિયો ઉપર જય મેળવવો એ સંપત્તિનો માર્ગ છે. હવે એ બેમાંથી જે માર્ગ રૂચિકર થાય તે રસ્તે સુખેથી ચાલવું.

विद्वद्भिः शास्यमानोऽपि पापकर्मरतिर्नरः ॥
घृष्यमाण इवांगारो निर्मलत्वं न गच्छति ॥१॥

પાપકર્મમાં પ્રીતિવાળા માણુસને વિદ્વાનો ઉપદેશ કરે તો પણ જેમ અંગારાને ગમે તેવી રીતે ઘસવામાં આવે તો પણ નિર્મળ ન થાય તેમ તે નિર્મળ થતો નથી.

संत्यज्य शूर्पवद्दोषान् गुणान् गृह्णाति पंडितः ॥
दोषग्राही गुणत्यागी पल्लोलीवहि दुर्जनः ॥२॥

પંડિત પુરૂષ સુપડાંની પેઠે દોષને કાઢી નાંખી (છોડી દઇ) ગુણુને ગ્રહણ કરે છે અને દુર્જન પુરૂષ ચાળણીની પેઠે દોષને પકડી રાખે છે અને ગુણુનો ત્યાગ કરે છે.

# ॥ राजभक्ति ॥

बालोऽपि नाऽवमंतव्यो मनुष्य इति भूमिपः ॥
महतीदेवता ह्येषा नररूपेण तिष्ठति ॥ १ ॥

ભલે રાજા બાળક હોય તો પણ આ પણ એક મનુષ્ય છે એમ માની તેનુ અપમાન ન કરવું કેમકે તે મનુષ્યરૂપે એક મોટા દેવ છે [મનુ.]

अराजकेहि लोकेऽस्मिन् सर्वतो विद्रुतेभयात् ॥
रक्षार्थमस्य सर्वस्य राजान मसृजत्प्रभुः ॥ २ ॥

પૂર્વે જ્યારે આ સમસ્ત લોક રાજા વિના ભયથી ચારે કોરથી ખળભળી ઉઠયો (સંસ્થા વિના) લોકોમાં બહુ અડચડ પડવા લાગી ત્યારે એ લોકોની રક્ષા માટે વિધાતાએ રાજાને બનાવ્યો છે.

सोमाग्न्यर्कानिलेंद्राणां वित्ताप्पत्योर्यमस्यच ॥
अष्टानां लोकपालानां वपुर्धारयते नृपः ॥ ३ ॥

( मन )

ચંદ્રમા, અગ્નિ, સૂર્ય, વાયુ, ઇંદ્ર, કુબેર અને વરૂણ તથા યમ એ આઠ લોક પાલના અંશ રાજાના શરીરમાં રહેલા છે ॥ ( મનુ. )

जन्मन्येवोपकारित्वं पित्रोः सर्वत्रच प्रभोः ॥
अधिकाः पितृघातिभ्यः पापिनः स्वप्रभुद्रुहः ॥४॥

( राजतरंगिणी )

માતાપિતાનો ઉપકાર માત્ર જન્મ આપવામાંજ છે. પણ ધણીનો કે રાજાનો ઉપકાર તો સર્વત્ર છે માટે પોતાના સ્વામીનો કે રાજાનો દ્રોહ કરનાર માણસો પિતૃઘાતકના કરતા પણ વિશેષ પાતકી છે. ( રાજતરંગીણી. )

---

## ॥ धैर्यमहिमा ॥

शोकस्थानसहस्राणि भयस्थानशतानिच ॥
[illegible]वसे दिवसे मूढ माविशन्ति न पंडितम् ॥१॥

હજારો શોકનાં સ્થાનો છે અને સેંકડો ભયનાં સ્થાનો છે પણ તે દિવસે દિવસે મૂઢ પુરૂષોના હૃદયમાં પ્રવેશ કરે છે પણ પંડિતોને તે અસર કરી શકતાં નથી.

चलंतिगिरयः कामं युगान्तपवनाहताः ॥
कृच्छ्रेऽपिन चलत्येव धीराणां निश्चलं मनः ॥२॥

મહા પ્રલયકાળના પવનથી આઘાત પામેલા પર્વતો જોકે ચળી જાય છે પણ ધીર પુરૂષોનું નિશ્ચલ (અડગ) મન કોઇ દિવસ મહાકષ્ટમાં પણ ચલાયમાન થતું નથી. ॥

मृतंवा य[illegible]वानष्टं योऽतीतमनुशोचाति ॥
दुःखेन लभते दुःखं द्वावनर्थौ प्रपद्यते ॥ ३ ॥

જે વસ્તુનો નાશ થઇ ગયો કિંવા જે વસ્તુ આપણા હાથમાંથી જતી રહી તેનો જે માણસ પાછળથી શોક કરે છે. તેને એક દુઃખમાંથી પછી બીજું દુઃખ પેદા થાય છે એમ બે અનર્થ સાથે પ્રાપ્ત થાય છે.

[illegible]त्रदारैः सुखैश्चैव वि[illegible]क्तस्य धनेनवा ॥

मग्नस्य व्यसनेकृच्छ्रे धृतिः श्रेयस्करी नृप ॥

હે રાજા ( યુધિષ્ઠિર ) પુત્ર, સ્રી ધનસુખ એ આદિનો જેને વિયોગ થયો હોય અને જે મહા કષ્ટજનક દુઃખમાં નિમગ્ન થયો હોય તેને ધૈર્યજ શ્રેયસ્કર છે.

धैर्येण युक्तं सततं शरीरं न विशीर्यते ॥
विशोकतासुखं घते धत्तेचाऽऽरोग्य मुत्तमम् ॥
आरोग्याच्च शरीरस्य सपुन र्विंदतेश्रियम् ॥ ५ ॥

નિરંતર ધૈર્ય રાખવાથી તેનું શરીર શિથિલ થતું નથી વળી શોકની અસર ન થવાથી ચિત્ત શાંતિમાં રહેવાને લીધે તેને સુખ અને આરોગ્ય પ્રાપ્ત થાય છે. અને શરીરના આરોગ્યથી તે ફરી વાર ગયેલી લક્ષ્મીને પાછી મેળવે છે. ॥

आनित्यं यौवनंरूपं जीवितं द्रव्यसंचयः ॥
आरोग्यं प्रियसंवासो गृध्येत्तत्र न पंडितः ॥ ६ ॥

યોવન રૂપ જીવિત દ્રવ્યસંચય, આરોગ્ય અને પ્રિય સંગતિ એ અનિત્ય છે એમ સમજી સમજુ માણસે તે વિષયમાં કોઇની ઇર્ષ્યા ન કરવી. ( મહાભારત )

---

# लक्ष्मीप्रभावः ॥

विताऽऽयत्तः सदाधर्मः कामोवित्तनिबंधनः ॥
विताऽऽयत्तानिचित्तानि वित्तं जीवितवर्धनम् ॥१॥

ધર્મ સદા દ્રવ્યાધીન છે કેમકે ધન વીના ધર્મ ક્યાંથી થાય ? કામ ( વિષયવાસના પૂરી પાડવી તે ) પણ ધનને આધીન છે. મનુષ્યોનાં ચિત્તો પણ દ્રવ્યને વશ છે. અને દ્રવ્ય જીવિતની પણ વૃદ્ધિ કરનાર છે.

रूपंवेषैर्बलं भृत्यै रुत्तमैर्मान मर्थिभिः ॥
महाकुलविवाहैश्च कुलं क्रीणाति वित्तवान् ॥२॥

વિત્તવાન્ (ધનિક) પુરૂષ વેષોવડે રૂપને અને ઉત્તમ ભૃત્યોવડે (નોકરો રાખી) બળને મેળવે છે. યાચકોવડે માન મેળવે છે અને મહા કુળવાન્ સાથે વિવાહથી જોડાઈ કુલીનતાને ખરીદી લે છે. ॥૨॥

भिषग्भैषज्याभ्यां तरति धनवान् रोगविपदं ॥
धनेनांधश्चक्षुर्युत इव चरत्यर्पितकरः ॥
धनैः सत्कारार्चां जगति गतजीवोऽपि लभते ॥
धनेन प्राप्नोति प्रगुणगुरु माराध्य सुगतिम् ॥३॥

ધનવાન્ માણુસ વૈદ્ય અને ઔષધની સહાયતાવડે રો

ગની વિપત્તિને તરી જાય છે અને ધનવાન્ માણુસ આંધળો હોય તોપણ ધનવડે ( નોકર રાખી લઇ ) તેનો હાથ ઝાલી કેમ જાણે દેખતો હોય તેમ ચારે કોર ફર્યા કરે છે. જગતમાં નિર્જીવ વસ્તુ પણ (શબ પણ) જો પૈસા હોય તો સત્કાર પૂજા આદિને પ્રાપ્ત થાય છે, અને ધનવડે ઉત્તમ ગુરૂનું આરાધન કરી સદ્દગતિ પણ મેળવી શકાય છે. ॥ ॥

सेव्यंतेऽर्थार्थिभिर्भूपा जयजीवेतिवादिभिः ॥
स्याच्चेन्न धनसंबंधः कः सेव्यः कश्चसेवकः ॥४॥

અર્થની ઇચ્છાવાળા યાચકો રાજા પાસે જઇ " મહારાજ આપનો જય થાઓ. આપ જીવતા રહો એમ બોલી રાજાને સેવે છે. જો ધનસંબંધ ન હોય તો કોણ સેવ્ય છે અને કોણ સેવક છે. ॥ ૪ ॥

सदृशे पुरुषत्वेऽपि तुल्यपादकरोदरे ॥
एकः प्रभुः परोदास इति वित्तविजृंभितम् ॥ ५ ॥

પુરૂષપણું સમાન છે તેમજ હાથ, પગ, પેટ વિગેરે સમાન છે છતાં એક સ્વામી ગણાય છે અને બીજો દાસ કહેવાય છે એ સઘળો દ્રવ્યનો જ માત્ર વિલાસ છે. ॥ ૫ ॥

सर्वे धनमदांधस्य प्रातः प्रातर्धनाऽऽशया ॥
सेवां विधातुं धावन्ति त्रिविधाऽऽराधनोद्यमैः ॥६॥

બધાં માણુસો હરરોજ પ્રાતઃકાળમાં ધનની આશાવડે દ્રવ્યના મદથી આંધળા બની ગયેલા ધનવાન્‌ની સેવા કરવાને દોડે છે અને નોખા નોખા સેવાના ઉપાયોવડે તેને પ્રસન્ન કરવાને મથે છે. ॥ ૬ ॥

**सिद्धो वेताळ वद्यस्य भोग्यस्तस्यैव भूपतिः ॥**
**शेषाःशीताऽऽतपश्रांताः दिनान्तेयांति निष्फलाः॥७॥**

दशावतारचरित.

વેતાલની પેઠે જેને રાજા સિદ્ધ થાય છે. ( સાધનવડે વશીભૂત થઈ જાય છે ) તેનેજ તે ભોગ્યરૂપે કામ લાગે છે બીજા બિચારા ટાઢ તડકો વિગેરે સહન કરી સાયંકાલે નિષ્ફળ (વીલે મોઢે) પાછા ચાલ્યા જાય છે. ॥ ૭ ॥

**न धनं धन मित्याहुर्धनमर्जनयोग्यता ॥**
**हीयते हि धनं पुंसां योग्यता तु न हीयते ॥८॥**

વસ્તુતાયે જોવામાં આવે તો ધન એ કાંઇ ધન નથી પણ ધન મેળવવાને લાયક થવું ( તેવી યોગ્યતા મેળવવી ) તજ ખરેખર ધન છે. કેમકે મેળવેલું ધન કાળે કરી ક્ષય પામી જાય છે પણ પુરૂષોયે મેળવેલી યોગ્યતા કદી પણ ક્ષીણ થતી નથી. ॥ ૮ ॥

**पतंति खडगधारासु विशांतिमकरालयम् ॥**
**दुष्करं किंनकुर्वंति कष्ट मर्थार्थिनोनराः ॥ ९ ॥**

અર્થની લાલસાવાળા મનુષ્યો ખડગની ધારાઓમાં ઝં-પલાઈ પડે છે. સમુદ્રમાં પ્રવેશ કરે છે અને મહા દુષ્કર એવું કર્યું કષ્ટ તેઓ નથી સ્વીકારી લેતા. ॥ ૯ ॥

तिर्यक्त्वं भजतु प्रतारयतु वा धर्मक्रियाकोविदं ॥
हंतु स्वांजननीं पिवत्वपिसुरां शुद्धांवधूमुज्झतु ॥
वेदान्निंदतु वा हिनस्तु जनता किंवाऽनया चिंतया॥
लक्ष्मीर्यस्य गृहे सएव भजति प्रायोजगद्वंद्यताम् १०

ભલે આડાઇ કરતો હોય ધાર્મિક પુરૂષોને ભલે છેતરતો હોય, પોતાની માતાને ભલે મારતો હોય, ભલે સુરાપાન કરતો હોય, ભલે શુદ્ધ એવી વધૂનો ત્યાગ કરતો હોય, ભલે વેદોની નિંદા કરતો હોય અને જનસંમૂહની હિંસા કે હાનિ થાય તેવું કરતો હોય પણ એ સઘળી વત એક બાજુ જતી રહે છે અને જેના ઘરમાં લક્ષ્મી હોય તેજ ઘણે ભાગે જગતમાં વંદ્યતાને પામે છે. ॥ ૧ ॥

आलस्यं स्थिरतामुपैति भजते चापल्यमुद्योगिताम्
मूकत्वंमितभाषितां वितनुते मौख्यंर्भवेदार्जवम् ॥
पात्राऽपात्रविच रण विरहिता यच्छत्युदारात्मताम्
मातर्लक्ष्मि ! तवप्रसा· वशतोदोषा अपिस्युर्गुणाः ११

આલસ્ય એ એક સ્થિરતારૂપ ગણાય છે. ચપળતા એ ઉદ્યોગીપણાના રૂપમાં ખપે છે. મૂંગાપણું (મૂકતા) મિતભાષિપણામાં ગણવામાં આવે છે. મૂર્ખતા હોય તો તે સરલતામાં ગણાય છે, પાત્ર અપાત્રની ખબર ન હોય તો તે ઉદારતામાં ગણવામાં આવે છે એવી રીતે હે લક્ષ્મીમાતા ? તારા પ્રસાદથી (તારી મહેરબાનીથી) દોષો પણ ગુણરૂપ બની જાય છે. ॥ ૧૧ ॥

---

## ॥ औदार्य ॥

**कर्णस्त्वचं शिबिर्मांसं जीवं जीमूतवाहनः ॥**
**ददौ दधीचिरस्थीनि नाऽस्त्यदेयंमहात्मनाम् ॥**

કર્ણે પોતાની ત્વચા યાચકને આપી હતી. શિબિરાજાએ માંસ જીમૂતવાહને જીવ અને દધીચિ ઋષિએ અસ્થિ આપતાં આંચકો ખાધો ન હતો એથી નક્કી થાય છે કે મહાત્માઓને અદેય (ન દેવા યોગ્ય) કશું નથી. ॥૧॥

**प्राणैःस्वैः प्राणिनः पान्ति साधवः क्षणभंगुरैः ॥**
**दध्यङ्शिबिप्रभृतयः कोविकल्पोधरादिषु ॥ २ ॥**

(श्रीभागवत)

દધ્યઙ્ ઋષિ અને શિબિરાજા એ વિગેરે સત્પુરૂષો

પોતાના ક્ષણભંગુર પ્રાણોવડે પ્રાણિઓની રક્ષા કરે છે તો પછી પૃથિવી વિગેરે બાહ્યવસ્તુથી કોઈની રક્ષા થતી હોય તો તેમાં તો શો વિકલ્પ છે [શો સવાલ છે.] ॥ ૨ ॥

आयाति धातुरादेशात्तदादिष्टं पलायते ॥
न त्यागेन न भोगेनक्षीयते रक्ष्यतेधनम् ॥ ३ ॥

ધન વિધાતાની ઇચ્છાથી આવે છે અને તેનીજ ઇચ્છાથી પાછુ પલાયન કરી જાય છે બાકી ત્યાગથી કે ભોગથી તેનો ક્ષય થતો નથી પણ રક્ષણ થાય છે.

निर्बंधादपिलुब्धेन निरुद्धंबद्धमुष्टिना ॥
निर्यात्यलक्षितं क्षिप्रं मत्स्यपुच्छोपमंधनम् ॥४॥

બદ્ધમુષ્ટિ થઇ રહેલા લોભી માણસે આગ્રહથી રોકી રાખેલું છતાં પણ મત્સ્યપુચ્છની પેઠે ધન અલક્ષિત રીતે (ખબર ન પડે તેમ) તરત છટકી જાય છે. ॥ ૪ ॥

कुर्वन्तिसुधियो यत्नादेतदर्थं धनार्जनम् ॥
आर्तोपकारसंतोषः कदाचिल्लभ्यते धनात् ॥ ५ ॥

સદ્બુદ્ધિવાળા પુરૂષો યત્નથી એટલા માટેજ ધનનું ઉપાર્જન કરે છે કે કદાચિત્ આર્ત પુરૂષોનો ઉપકાર કરવાથી થતો સંતોષ ધનથી મેળવી શકાય ॥ ૫ ॥

क्षणेनवृद्धिं व्रजतां क्षणात् क्षयमुपेयुषाम् ॥

घनानां च धनानांच केन विज्ञायते गतिः ॥६॥

વરસાદના વાદળાં અને ધન એ બન્ને વસ્તુ ક્ષણ વારમાં વૃદ્ધિ પામી જાય છે અને ક્ષણવારમાં ક્ષયને પણ. પામી જાય છે તેની ગતિ કોઈનાથી કળી શકાતી નથી ॥૬॥

गुप्तं विनष्टंप्रकटं विनष्टं कीर्णं विनष्टं मिलितंविनष्टम्॥
स्वयंविनष्टं परतोविनष्टं दीनार्तदत्तं द्रविणं न नष्टम्॥७

ધનનો જ્યારે જવાનો સમય આવે ત્યારે છાનુ ગુપ્ત રાખ્યું હોય તો ત્યાંથી પલાયન કરી જાય છે પ્રકટ રૂપે પ્રસિદ્ધિમાં હોય તોપણ નાશ પામી જાય છે ને ખે નોખે સ્થળે પાથરી નાખ્યું હોય તોપણ જતું રહે છે તરતમાં મળ્યું હોય તોપણ જોતજોતામાં વહ્યું જાય છે વખતે પોતાની મેળે નાશ પામી જાય છે વખતે કોઈ બીજાના હાથથી તે જતું રહે છે ખરીરીતેં જોતાં દીન (ગરીબ) અને આર્ત ( દુઃખિત ) પુરૂષને જે ધન આપ્યું તેનો કોઈ દિવસ નાશ થતો નથી ॥ ૭ ॥

मृत्पाषाणगुणैः सुवर्णमणिभिः शुक्त्यस्थिभिर्मौक्तिकै
र्लोके मूढतमे धनं धनमिति व्यक्त्या प्रसिद्धिंगतैः॥
यः कोषः क्रियते न तस्य रुचिरं पश्यामिकिंचित्फलम्
निःशेषाश्रितभृत्यबांधवसुहृद्दीनार्थिदानांविना ॥८॥

સોનું મણિ વિગેરે કે જે એકજાતની માટી અને પથ્થર રૂપ છે. તેમજ છીપના અસ્થિરૂપ મોતિઓ છે એ બધું અતિ મૂઢ એવા સાંસારિક લોકોમાં ધન એવા નામથી પ્રસિદ્ધ છે. અને એ સર્વનો જે ખજાનો ભરવામાં આવે છે તેનું ખરૂં સુંદર ફળ હોય તો તે નિઃશેષ આશ્રિતવર્ગ નોકરો બંધુજન સુહૃદ્વર્ગ હીન પુરૂષો અને ગરીબ યાચકો એઓને દાન કર્યાવિના બીજું કશું નથી ॥૮॥

दानं भोगो नाश स्तिस्रो गतयो भवंति वित्तस्य ॥
यो न ददाति न भुंक्ते तस्य तृतीया गतिर्भवति ॥९॥

દાન ભોગ અને નાશ એ ત્રણગતિ દ્રવ્યની છે જે પુરૂષ કોઈને દાન પણ કરતો નથી અને પોતે પણ ભોગવતો નથી તેની છેવટ ત્રીજી ગતિ [નાશ] થાય છે ॥ ૯ ॥

यद्ददासिविशिष्टेभ्यो यच्चाऽश्नासिदिनेदिने ॥
तत्तेवित्तमहंमन्ये शेषं कस्याऽपि रक्षसि ॥ १० ॥

જે કાંઈ તું ઉત્તમ સત્પાત્રને આપે છે અને જે કાંઈ તું પોતે પ્રતિદિન ભોગવે છે તેજ ધન તારૂં છે બાકીનું તો તું કોકને માટે માત્ર સાચવી રાખે છે. ॥ ૧૦ ॥

औदार्यस्य प्रकारास्तु बहवः संति भूतले ॥
औदार्यं तत्परं प्रोक्तं मनसो या विशालता ॥

**अत्र श्रीरामवाक्यानि श्रूयंतां श्रद्धयात्वया ॥११॥**

આ પૃથ્વી ઉપર ઉદારતાના અનેક પ્રકારો છે પરંતુ સર્વથી ઉત્તમ ઉદારતા તો મનની વિશાળતા છે ॥ આ વિષયમાં શ્રીરામચંદ્રજીના વચન તું પરમ શ્રદ્ધાથી સાંભળ।૧૧।

**इयं सराष्ट्रा सजना धनधान्यसमाकुला ॥**
**मया विसृष्टा वसुधा भरताय प्रदीयताम् ॥ १२ ॥**

( दशरथसमीपेरामवाक्यम् )

આ સમગ્ર પૃથિવી રાજધાની દેશ વિગેરે સહિત મનુષ્યો સહિત [ આબાદ ] ધન ધાન્યથી ભરેલી હું ખુશીથી મૂકીદઉં છું તેના ઉપરથી હું મારો રાજગાદીની માલેકીનો હક ઉઠાવી લઉંછું તે સુખેથી આપ ભરતને આપીદ્યો. ॥૧૨॥

( દશરથને રામકહે છે. )

---

## ॥ पितृभक्ति ॥

**न सत्यं दानमानौ वा यज्ञोवाऽऽप्यासदक्षिणः ॥**
**तथा बलकरा सीते यथा सेवापितुर्मता ॥ १ ॥**

હેસીતે સત્ય દાન, માન કે બહુદક્ષિણાવાળો યજ્ઞ એ સર્વ એવું બળ નથી આપતાં કે જે બળ પિતાજીની સેવા આપે છે ॥ ૧ ॥

स्वर्गो धनंवा धान्यंवा विद्याः पुत्राः सुखानिच ॥
गुरुवृत्यनुरोधेन न किंचिदपि दुर्लभम् ॥ २ ॥

સ્વર્ગ ધન ધાન્ય વિદ્યા પુત્ર અને સુખો એમાનું કશું પણ ગુરૂજનની વૃત્તિને અનુકુળ રહેવાથી તેની આજ્ઞા પાળવાથી દુર્લભ નથી ॥ ૨ ॥

---

## ॥ अहिंसा ॥

अहिंसायाः परोधर्मो ज्यायान्नैवाऽस्तिकश्चन ॥
[ शांतिपर्व ]

અહિંસાના જેવો બીજો કોઇ ધર્મ શ્રેષ્ટ નથી ॥
શાંતિપર્વ.

यद्ध्यायति यत्कुरुते धृतिं बध्नातियत्रच ॥
तत्तदाप्नोत्ययत्नेनयोहिंनास्तिन किंचन ॥ १ ॥

જે વાતનો વિચાર કરે જે ક્રિયા કરે અને જેમાં ધીરજથી મનને બાંધે છે તે સર્વ વગર યત્ને તે પુરૂષને આવી મળે છે કે જે કદીપણ કોઈની હિંસા કરતો નથી ॥ ૧ ॥

योऽहिंसकानि भूतानि हिनस्त्यात्मसुखेच्छया ॥
सजीवंश्च मृतश्चैव न क्वचित्सुख मेधते ॥ २ ॥
मनु० )

જે માણસ પોતાને દુઃખ ન આપનારાં બીચારાં અહિંસક પ્રાણીઓની પોતાના સુખની ઇચ્છાથી હિંસા કરે છે તે જીવતાં કે મરીગયા પછી ક્યાંય સુખ પામતો નથી.॥૨॥

दुःखं ददाति योऽन्यस्य ध्रुवं दुःखं सविंदति ॥
तस्मान्नकस्यचिद्दुःखं दातव्यं दुःखभीरुणा ॥ ३ ॥

(महाभारत)

જે બીજાંને દુઃખ આપે છે તેને પોતાને અવશ્ય દુઃખ પ્રાપ્ત થાય છે માટે દુઃખભીરૂ માણસે બીજાને દુઃખ ન આપવું ॥ ૩ ॥

---

कृत्याकृत्य विचारोऽयं कृत्स्नो वक्तुं न शक्यते ॥
तथाऽपि तस्ययत् किंचिद्दिङ्मात्रमिह दर्शितम् ॥१॥

આ કૃત્યા કૃત્ય વિમર્શ ( કૃત્યાકૃત્ય સંબંધી વિચાર ) સંપૂર્ણ રીતે વાણીમાં કે લેખિનીમાં લાવી શકાય તેવો નથી તો પણ જીજ્ઞાસુઓને માટે તેની દિશામાત્ર અહી (આ લેખમાં દેખાડવામાં આવી છે. ॥ ૧ ॥

बहवोऽर्थानिबंधेऽस्मिन् संक्षेपेण निरूपिताः ॥
प्रीयतां तेन भगवान् सर्वात्मा जगदीश्वरः ॥ २ ॥

સંક્ષેપવડે આ નિબંધમાં અનેક અર્થો બતાવવામાં આવ્યા છે તે વડે ભગવાન સર્વાત્મા જગદીશ્વર પ્રસન્ન થાઓ ॥ ૨ ॥

विनाविश्वेशमन्यत्र सर्वज्ञत्वं न कुत्रचित् ॥
अतोऽत्र स्खलितं चेत्तत् क्षंतव्यं सुमहाशयैः ॥३॥

આ જગતમાં ઈશ્વર વિના સર્વજ્ઞતા કોઈનામાં નથી જેથી આ નિબંધમાં પણ કાંઈ અપૂર્ણતા કે ખામી કે ભૂલ જોવામાં આવે તો તે ઉત્તમ મહાશયોએ ક્ષંતવ્ય છે ॥ ૩ ॥

सर्वेऽत्र सुखिनः संतु सर्वे संतुनिरामयाः ॥
सर्वेभद्राणि पश्यंतु माकश्चिद्दुःख माप्नुयात् ॥
इति व्यासवचः सत्यं भूयादित्यर्थये प्रभुम् ॥४॥

આ વિશ્વમાં સર્વ સુખી થાઓ સર્વ આરોગ્ય ભોગવો સર્વ કલ્યાણને જુઓ અને કોઈપણ દુઃખ ન પામો આ પ્રમાણેનું વ્યાસ ભગવાનનું વચન સત્ય થાઓ એમ હું પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું ॥ ૪ ॥

यो यजुर्वेदभाष्याऽऽदे निर्माता समहीधरः ॥
अभवद्यत्कुले धीमान् विद्वद्वृन्दशिरोमणिः ॥
उ[illegible] वेणीदत्ताऽऽद्या अभवन् यत्कुले बुधाः ॥

तास्मिन्नेव कुलेजातो वत्सगोत्रसमुद्भवः ॥
आहिच्छत्रो द्विजः श्रीमान् मूलशङ्कर नामकः ॥
दयारामः पिता यस्य गोपालश्च सहोदरः ॥
पुत्रा अमृतलालाद्या अवली जननी तथा ॥
आसीत्पितामहो यस्य श्री लीलाधर नामकः ॥
आसन् केवलरामाद्यास्तथा यस्य पितृव्यकाः ॥
सौराष्ट्रराज्यशालायां मुख्यःशिक्षागुरुश्चयः ॥
आसीद्यस्य स्थितिः पूर्वं नारायणसरस्यपि ॥
अवसन् जामनगरे सांप्रतं यस्य पूर्वजाः ॥
कृत्याऽकृत्य विमर्शोयं कृतस्तेन यथामति ॥
तेन सन्तः प्रसीदन्तु प्रीयतांच महेश्वरः ॥ ७ ॥

જેમણે શુક્લ યજુર્વેદ ભાષ્ય વિગેરે (મંત્રદીપ નામનું શુક્લ યજુર્વેદ ભાષ્ય મંત્ર મહોદધિ–નૌકા ( મંત્ર મહોદધિ વ્યાખ્યા ) મંત્ર નિઘંટુ અને વિષ્ણુભક્તિ કલ્પલતા વિવરણ વિગેરે ) રચેલા છે. તે વિદ્વાનોના સમૂહના શિરોમણિરૂપ [illegible]ધર નામના વિદ્વાન્ પુરૂષ જે કુલમાં થયા હતા. ( જે ઉપરથી ૧૬૪૫ માં હયાત હતા એમ જણાય છે.)

બીજા વેણીદત્ત ભટ્ટ આદિ પંડિતો પણ (જેને તર્ક વાગીશ ભટ્ટાચાર્યનો ઈલ્કાબ મળ્યો હતો) તે જે કુલમાં ઉત્પન્ન થયા હતા તેજ કુલમાં જેની ઉત્પત્તિ થયેલી છે નાતે જે પ્રશ્નોરા છે જેનું વત્સ ગોત્ર છે. મૂલશંકર નામ છે જેના સહોદર (જ્યેષ્ઠબંધુ) ગોપાળ (ગોપાળજી—મૂળીવાળા દરબાર સાહેબના વૈદ્યરાજ શાસ્ત્રી તે) છે જેના અમૃતલાલ આદિ પુત્રો તથા જેની માતાનું નામ અવલી હતું જેના પિતામહનું નામ લીલાધર ભટ્ટ હતું તેમજ શાસ્ત્રી કેવળરામ આદિ જેમના કાકાઓ હતા.

જે હમણાં સૌરાષ્ટ્ર (સોરઠની—જૂનાગઢની) રાજકીય પાઠશાળાના મુખ્ય શિક્ષા ગુરૂ છે. પૂર્વકાલમાં જેની સ્થિતિ કેટલાક સમય સુધી નારાયણ સરોવરમાં પણ થઈ હતી અને જેના પૂર્વજો (બાપદાદાઓ) હમણાં જામનગરમાં રહેતા હતા.

તે પુરૂષે આ કૃત્યાકૃત્ય વિમર્શ એ નામનો નિબંધ યથામતિ કરેલો છે એથી સત્પુરૂપો પ્રસન્ન થાઓ અને મહેશ પણ પ્રસન્ન થાઓ એમ અભ્યર્થના છે. ॥ ૭ ॥

**नवषण्णंदैकामिते विक्रमसंवत्सरे निबंधोऽयम् ॥**
**ग्रथितोऽस्ति जीर्णदुर्गे रैवतकाद्रेः समीपतरभागे॥८॥**

**समग्र श्लोक संख्या ४६१**

વિક્રમ સંવત ૧૯૬૯ ની સાલમાં આ નિ૦